# ગીતા.

અથવા

## ભારતનો સનાતન શબ્દ.

શ્રીયુત. ન્હાનાલાલ કવિની પ્રસ્તાવના સહિત.)



સૌ. કનુબ્હેન દવે.

# ગીતાંજલિ

અથવા

## ભારતનો સનાતન શબ્દ.

(શ્રીયુત. ન્હાનાલાલ કવિની પ્રસ્તાવના સહિત)



અનુવાદક અને પ્રકાશક:

**સૌ. કનુબ્હેન દવે,**

સુરત.



पति पतीनां परमं परस्तात

विदामदेवं भुवनेशमीड्यं ॥

उपनिषद्.



**પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦**

ઈ. સ. ૧૯૧૯. સંવત ૧૯૭૫.



**મૂલ્ય આઠ આના.**

# મુખ્ય મુખ્ય શુદ્ધિઓ.



| પાન. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| સર્વત્ર— | | મીથ્યા | મિથ્યા |
| સંસ્કૃત ભાષાના શબ્દોમાં ળ ને લ ના અભેદ | | | |
| ૩૪ | ૨ | અામત | અમિત |
| ૩૫ | ૧૭ | છાંયામાં | છાયામાં |
| ,, | ૧૭ | નીદરતો | નીંદરતો |
| ૪૧ | ૭ | પ્રભાત પક્ષી | પ્રભાતપક્ષી |
| ૪૧ | ૮ | મળાયું | મળ્યું |
| ૪૫ | ૧૦ | સવ ભુવનેશ્વર | સર્વ ભુવનેશ્વર |
| ૪૫ | ૧૯ | બંધુયુમ | બંધુયુગ્મ |
| ૪૮ | ૧ | કોલાહળ | કોલાહલ |
| ૪૮ | ૨ | સાળ | સલ |
| ૫૫ | ૫ | ઉર્જ્વલ | ઉજ્જ્વલ |
| ૫૮ | ૯ | અધકાર | અંધકાર |
| ૬૧ | ૪ | રાજરાજેન્દ્ર ! | રાજરાજેન્દ્ર |
| ૬૪ | ૧૯ | નરર્થક | નિરર્થક |
| ૭૮ | ૨ | મ્હારૂ | મ્હારૂં |



# બે બોલ.

સને ૧૯૧૯થી અમારા ગૃહમાં મહર્ષિ રવીન્દ્રનાથની પધરામણી થઇ; અને ત્યારથીજ તેઓશ્રીનાં અદ્ભુત પુસ્તકોનો અમુલખ પ્રસાદ મને મળતો થયો. આ ભાષાન્તરે એ પ્રસાદનું જ પરિણામ કહી શકાય.

મૂળ પુસ્તકમાંનું અતીવ ઉંડાણુ ભર્યું ભકિત સૌન્દર્ય મ્હારાથી જેટલે અંશે ઝીલી શકાયું છે. તેટલે અંશે તેને દાખવવા અહીં પ્રયત્ન કીધો છે; અને છતાં ય એ તો સત્યજ છે કે આ કલાના ભોકતા સિવાય એનું અગમ્ય રસગાંભીર્ય અન્ય કોઇ ન જ અનુભવી શકે.

વેદની ઋચાઓ સમી સરલ સૌમ્યતા સાથે ઉપનિષદ્‌ના મંત્રો સમી વિરલ ભવ્યતા ગુંથાઇ "**ગીતાંજલિ**" એવું તો એક અશ્રુતપૂર્વ પુસ્તક રચાયું છે કે જેનું યથેચ્છ વર્ણન કરવું બહુધા અશકય છે.

બંગાલના રવીન્દ્રનાથના વિશ્વવિખ્યાત પુસ્તક પર ગુજરાતના રવીન્દ્રનાથ સમા પૂજ્ય ન્હાનાભાઈએ આ ભાષાન્તરની **પ્રસ્તાવના** લખી મ્હારા પર તેમજ ગુજરાતી વાચકગણ પર ખરેખર ! અત્યંત ઉપકાર કીધો છે.

ભાઈ બટુભાઈ ઉમરવાડિયાએ આ કાર્યમાં મને વારંવાર પ્રોત્સાહન આપી ઋણી કરેલ છે. જે માટે તેમનો આભાર માનવો ઉચિત ગણી વિરમું છું.

સુરત. દીપોત્સવી ૧૯૭૫ } સૌ. કનુબ્હેન દવે.



# પ્રસ્તાવના.



રવીન્દ્ર બાબુની ગીતાંજલિનાં બેત્રણ ગુજરાતી ભાષાન્તરો તો જાણ્યમાં યે છે. અ. સૌ. કનકલક્ષ્મી દવેના આ ભાષાન્તરથી ગીતાંજલિના વિલાસીઓને રસતૃપ્તિ થશે કે નહીં, એ પ્રશ્નનો ઉત્તર તો મૂળ બંગાળી ગીતોના શોખીનો જ આપી શકે.

ઇંગ્રેજી ગીતાંજલિના રસભોગીઓને આ ભાષાન્તરમાં શૈલીસમાનતા—સમશ્લોકીત્વનો ગુણ જણાશે જ. ઉપરાન્ત શબ્દલાઘવ અને શબ્દસૌન્દર્યથી પરિણમતી મધુરતાનાં આમાં દર્શન થશે. એનો અર્થબોધ ને ભાવસુગમતા, લલિત સુકુમાર વાણીમાં, આ ભાષાન્તરમાં યે છે.

આ ભાષાન્તર બંગાળી ગીતો ઉપરથી નથી, ને તેથી બંગાળી ગીતોમાંની સંગીતવિવિધતા આમાં નથી. આ ભાષાન્તર ઈંગ્રેજી ગીતાંજલિ ઉપરથી નથી, ને તેથી ઇંગ્રેજી પદાવલિમાંનાં સૂચકતા અને ધ્વનિસંભાર આમાં નથી. આ ભાષાન્તર હિન્દી ગીતાંજલિ

ઉપરથી છે, ને તેથી પ્રત્યેક પદને હિન્દી ભાષાન્તર-
કારે સમર્પેલી, ઈંગ્રેજી ગીતાંજલિમાં નથી તે, નામા-
વલિ આમાં છે. એ નામાવલિમાં પ્રત્યેક કાવ્યપુષ્પનું
જાણે કે અત્તરનું બિન્દુ સારવેલું હોય તેમ છે.

બંગાળી કવિતાનું બંગાળીમાંથી નહીં ને
હિન્દીમાંથી આ ભાષાન્તર કેમ? બંગાળી નાટ્ય-
સાહિત્યના રસમન્દિરના કલશરૂપ ગણાતા નૂરજહાંન
ને શાહજહાંન નાટકો અને વિરહિણી વ્રજાંગનાનું
માઈકલ મધુસુદનનું સુન્દર ગોપિકાવિરહનું કાવ્ય આ
લેખકે પણ હિન્દી ભાષાન્તરોમાંથી જ વાંચ્યાં છે.
કારણ શું? બંગાળીઓ પોતાના પોતાપણાના—વાસ્ત-
વિક રીતે—મગરૂર હોઇ પોતાની લીપીમાં ગૌરવ
માને છે, ને તેથી દેવનાગરી લીપીમાં પોતાનું
સાહિત્ય છાપતા નથી. પરિણામ બંગાળી સાહિત્યના
ભારતવર્ષમાંના પ્રસારમાં બંગાળીઓ પોતે જ
અન્તરાયરૂપ નીવડે છે. આ લેખકને મરાઠી ભાષા
પૂરી આવડતી કે સ્હમજાતી નથી, છતાં મરાઠી
સાહિત્ય કાંઇક તે વાંચે છે; કારણ કે દેવનાગરી
લીપીને લીધે સ્હમજવાના પ્રયત્નમાં વાચનની સરળ-
તાની સહાયતા છે. દેવનાગરી લીપીમાં પુસ્તકો

છાપવાનો આ પ્રશ્ન ગુજરાતીઓ તેમ જ બંગાળીઓએ સત્વર વિચારી સુધારવો ઘટે છે. સરસ્વતીચન્દ્ર તથા જયા ને જયન્ત દેવનાગરી લીપીમાં છપાયાં હોત તો ભરતખંડમાં વધારે વંચાત નહીં ? હિન્દની ઘણીખરી પ્રાન્તભાષાઓમાં સંસ્કૃત શબ્દોનું તાજેતરનું નવપૂર આવ્યા પછી તો અવ્યયો, વિભક્તિના પ્રત્યયો, તથા ક્રિયાપદનાં રૂપોની મુખ્યત્વે તો પ્રાન્તવિવિધતા રહી છે. લખવાની અને છાપવાની લીપીઓ નિરાળી હોવાથી દક્ષિણી કે ઇંગ્રેજી પ્રજાઓએ કે પ્રજાઓનાં સાહિત્યે શું ગુમાવ્યું છે ? અને ગુજરાતી તથા બંગાળી પ્રજા કે પ્રજાના સાહિત્યે શી હહાણ લીધી છે ?

આ ભાષાન્તરમાં જે વિશેષતા છે તે તો ત્હેમાં રહેલી ઓત્વની છાપ. 'એક દેવીના આત્મવૃત્તાન્ત'ના ગોઇથેના વિહુલ્હેમ મિન્સ્ટરમાંના પ્રકરણના ભાષાતરમાં કાન્તે જે કમનીયતા ને રમણીની રમણીયતા સાચવ્યાં છે, ઓલીવ શ્રીનરનાં એકાદબે સ્વપ્નાંઓનાં ઘણા વર્ષો પૂર્વે જ્ઞાનસુધામાં પ્રસિધ્ધ થયેલા ભાષાન્તરમાં મૂળની સુકુમારતા જે જળવાયલી છે, એને મળતું

પણ વિશેષ સુમધુર માધુર્ય રવીન્દ્ર બાબુનાં કાવ્યોમાં છે, અને રૂપાની ઘંટડીઓના મીઠા કલરવની મધુરતાના જેવી મીઠી ગુર્જર સુન્દરીની મીઠાશભરી સુકોમળ વાણીમાં આ ભાષાન્તરમાં તે ઉતરેલું છે, રવીન્દ્ર બાબુની કાવ્યમાળામાંનાં સૌન્દર્ય ને સુકુમારત્વનાં દર્શન ગુર્જર સુન્દરીના આ ભાષાન્તરમાં સુસ્પષ્ટતાથી થાય છે. ગીતાંજલિ તો સારી દુનિયામાં ગાજતો ભરતખંડની કવિતાનો કોકિલટહુકાર છે. એ કોકિલટહુકારનો મધુરો ટુહુરવ આ ભાષાન્તરમાં યે બોલે છે.

બાકી તો ભાષાન્તરથી પર હોય તે સદા પર રહેશે જ. ગુર્જર સુન્દરીને યૂરોપી પોશાક ધરાવતાં કે યૂરોપી કોમલાંગનાને ગુર્જર વસ્ત્રો પ્હેરાવતાં સૌન્દર્યની મુદ્રા ને પ્રકાર જ પલટાઇ જશે. ચન્દ્ર પણ સવિતાના ભર્ગ ઝીલી ચન્દ્રિકા જ આપે છે, તે વર્ચસ્વીનાં મૂળ વર્ચસ્ આપતો નથી. મ્હોટે ભાગે ભાષાન્તરોનું એમ જ રહેવાનું.

ઇંગ્રેજી ભાષાન્તર થયા પછી ગીતાંજલિને ઓળખાવવી પડે તેમ હવે નથી. હવે તો ગીતાંજલિ દુનિયાના અમર પુસ્તકોની પુસ્તકમાળામાં સ્થપાઇ છે, સરસ્વતીમન્દિરના અન્તઃપુરમાં સત્કારાઈ છે,

ગીતગોવિન્દ ને મેઘદૂતની સાથે વિરાજી રહ્યા છે. પણ આપણે એવા પડઘા ઝીલનારા ને પરાવર્ત્તનવાળી થતા જઇએ છીએ કે પશ્ચિમમાં ઉગે ત્હેનાથી પ્રકાશવંન્તા થઇએ. આજ સૂધી પૂર્વમાં ઉગેલા પ્રકાશથી પૃથ્વી ને પશ્ચિમ પ્રકાશવન્તાં થતાં આવ્યાં છે, ને જગદીશ બાબુના એવા ભાવિઅભિલાષ છે. સ્વામી વિવેકાનન્દજી નવેક માસ જૂનાગઢમાં રહ્યા હતા. શિકાગોએ ત્હેમની મહત્તા માપી ને ઓળખાવી ત્હાં સુધી કેટલા ગુજરાતીઓએ સ્વામીજીને પિછાણ્યા હતા? સ્વામી વિવેકાનન્દ અને જગદીશ બાબુની પેઠે રવીન્દ્ર બાબુની યે મહત્તાની છાપ સ્ટૉકહોમમાંથી આવેલી છે, કે જ્હાં આજે ઉજ્જયિનીનો રસનિકષતાનો ધર્મ પળાય છે, ને ભોજને કાંઇક પગલે ચાલી વરસમાં એક વાર એક કાવ્યકર્તાને સવા લાખ રૂપિયા ઇનામ અપાય છે. આપણે આપણી સાચી કીંમતે આંકતાં ભૂલી જઇશું? ને પોકાર્યા કરીશું કે બીજાઓ સાચું મૂલ્ય આંકતા નથી?

ગીતાંજલિમાં રવીન્દ્ર બાબુની વંશાવલિ ઉતરેલી છે. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરને ઉપનિષદ્‌ની અને હિમાલયની mysticism–અગમ્યતા અને ગહન ભેદમયતા ઘણા પ્રિય હતાં. એ પિતાના સત્પુત્રના આ કાવ્યસંગ્રહમાં વાણીથી પર રહેલી તે ઝલક ઝલકે છે. ભારતના તપોવનોમાં, પર્વતમાળાઓ ઉપર, મહાનદોનાં જલપૂરમાં, ગિરિકન્દરોની ગુફાઓમાં, મન્દિરોના ઘુમ્મટો વિશે, મહાસાગરના મહદોર્મિઓમાં, ઉપનિષદોમાં તરવરતી એ ભેદભરી અગમ્ય ભાવના, જે હિન્દુજીવનને કોક ને કોક રૂપમાં નિત્યપરિચિત અને નિત્યકલ્યાણુક છે, ને હિન્દની સંસ્કૃતિને ન ઓળખનારા જેને સ્હમજી પારખી કે દેખી યે શકતા નથી તે, આ કાવ્યસંગ્રહમાં ઉભરાય છે. યૂરોપને ગીતાંજલિ જોઈને મહદાશ્ચર્ય થયું, અને યુરોપનું એ મહદાશ્ચર્ય પેખી હિન્દ અજાયબ પામ્યું તે આ કારણુથી જ. હિન્દનાં નરનારને જે પરિચિત છે તે યૂરોપને અગમ્ય ભાસ્યું.

મહર્ષિના જીવનમાંની અગમ્યભાવના ને ભેદપ્રિયતા

ગીતાંજલિમાં છે. લાલિત્યને સૌન્દર્યના અનુપમ વાઘામાં ગીતાંજલિ ભારતનો જીવનપ્રવાહ છે, અર્વાચીન વસ્ત્રાલંકારમાં ગીતાંજલિ ભારતની પ્રાચીન ભાવના છે; નવવિધાન બ્રહ્મસમાજની ત્હેમાં ભાવનિર્બળતા નથી. સાધારણ બ્રહ્મસમાજની ત્હેમાં બુદ્ધિપ્રધાનતા નથી, ગીતાંજલિમાં તો ઉપનિષદ્‌શાઇ વર્તમાનમાં રૂપાન્તર પામેલી પ્રાચીનતા છે. ગીતાંજલિમાં ભારતનો સનાતન શબ્દ છે.

રવીન્દ્ર બાબુનાં કુટુંબીજનો કેટલાક પ્રાન્તપ્રસિદ્ધ છે ને કેટલાક હિન્દપ્રખ્યાત છે. મહર્ષિ દેવેન્દ્રનાથના તે પુત્ર છે, સુવર્ણકુમારી દેવીના તે ભાઈ છે, સરલાદેવીના તે મામા છે. બંગાળી ચિત્રકાર અવનીન્દ્રનાથના તે ભાઈ છે. ખેડા અને પંચમહાલના કલેકટર મિ૦ ઘોસલના મામા તથા અમદાવાદના પૂર્વના સેશન્સ જજ સત્યેન્દ્રનાથના ભાઇ તરીકે ગુજરાત ત્હેમને સહેલાઈથી પિછાનશે. એક જ કુટુંબમાં આટલી સમૃદ્ધિ તે મહર્ષિના વિભૂતિભંડારની વિપુલતા દાખવે છે.

પણ એમ લાગતું નથી કે રવીન્દ્રનાથ ઠાકોર ને જગદીશ ચન્દ્ર વસૂ જેવા સમર્થ જગદ્વન્દ્ય સરસ્વતીપુત્રો ભારતીને ખોળે જન્મે છે ત્‍હાં સૂધી ભૂતકાળમાં જગત્‌અજવાળતું, દુનિયાને વર્ચસ્વી ઓજસ્વી કરતું, પરમવન્ધ ને સર્વપૂજ્ય હિન્દનું બ્રાહ્મણત્વ નાશ પામવા નથી સરજાયું ? હિન્દનું બ્રાહ્મણત્વ તો જગત્‌નું ત્રિકાલાબાધિત એક મહાસત્ય છે, ને ગીતાંજલિમાં તે બ્રાહ્મણત્વની સનાતન મહાવાણી છે. અને नाऽऽभावो विद्यते सतः ।

ન્હાનાલાલ દલપતરામ કવિ.



# ગીતાંજલિ.

## ૧ ત્હારી કૃપા.

તેં મને અનંત બનાવ્યો છે, એવી ત્હારી લીલા છે. આ ભંગુર પાત્રને તું વારંવાર ખાલી કરે છે, ને નવજીવન વડે તેને સદા ભરતો રહે છે.

ગિરિ ને ગવ્હરમાં તેં આ નાની શી બંસીના નાદ ગજવ્યા છે; ને તે દ્વારા શાશ્વત નુતનતા ભરી માધુરી વાઈ છે.

ત્હારા હસ્તના અમૃત સ્પર્શથી મ્હારૂં ન્હાનકડું હૃદય નિજ આનંદસીમા તજી દે છે, ને માંહ્યથી એવા ઉદ્દગાર ઉઠે છે, જેનું વર્ણન અવાચ્ય છે.

ત્હારા અપરિમિત દાનોની વર્ષા મ્હારા આ અતિ ક્ષુદ્ર હસ્તપર અહર્નિશ વર્ષી રહી છે. યુગના યુગ વીતી જાય છે, ને તું એને નિયમિત નિરંતર વર્ષાવ્યે જાય છે, અને છતાં ય અહીં ભરવાનું સ્થાન તો શેષજ રહેલું છે.

## ૨ સંગીત-મહિમા.

જ્યારે તું મને ગાવાની આજ્ઞા કરે છે, ત્યારે પ્રતીત થાય છે કે અતિ ગર્વથી મ્હારૂં હૃદયબીન તૂટી જશે. હું ત્હારા મુખની અલૌકિકતા નિહાળું છું, ને મ્હારાં નેત્ર અશ્રુથી છલકાઈ જાય છે.

મ્હારા જીવનમાંનું સર્વ કાંઇ કઠોર ને અનમિલ એક અમૃતમીઠી સ્વરાવલિમાં પરિણુત થઇ જાય છે, ને મ્હારી આરાધના સિન્ધુપાર્ય ઉડી રહેલ પ્રસન્ન પક્ષીની પેઠે નિજ પાંખ્ય પ્રસરી રહે છે.

હું જાણું છું કે તું મ્હારા સંગીતથી સંતૃપ્ત છે: હું જાણું છું કે ત્હારી સમ્મુખ એક ગાયક રૂપેજ હું આવું છું.

અગમ્ય તુજ પદપદ્મને મુજ સંગીતના વિશાળ પ્રસરણ વડે હું સ્પર્શી રહું છું.

સંગીતના આનંદમાં મસ્ત-મત્ત બની હું મ્હારા સ્વરૂપને વીસરી જાઉં છું, ને **સ્વામીને સખા** કહી પૂકારૂં છું.

## ૩ વિરાટગાન.

ઓ મ્હારા નાથ! હું નથી જાણુતો આપ કેવી

રીતે ગાવ છો ! હું તો સાશ્ચર્ય અવાક્ રહી નિરંતર એકધ્યાન આપને સૂણી રહું છું.

આપના ગાનનો પ્રકાશ અખિલ વિશ્વને અજવાળે છે. આપના ગાનનો જીવનોશ્વાસ લોકલોકાન્તરમાં વહી રહ્યો છે. આપના ગાનનું પવિત્ર ઝરણું શિલામય અંતરાય ભેદી સવેગ વહી રહ્યું છે.

મ્હારૂં હૃદય આપના ગાનમાં સમ્મિલિત થવા અતિ ઉત્સુક છે, પરન્તુ પ્રયત્ન છતાંય એ તો સૂર-હીણુંજ રહે છે. બોલવા ઈચ્છું છું, પણ વાણી ગાન રૂપે પ્રકટ નથી થતી. બસ, હું મ્હારી હાર કબૂલું છું. ઓ મ્હારા નાથ ! આપે મ્હારા હૃદયને આપના ગાનરૂપી પાશના અનંત રંધ્રમાં બંદી બનાવી દીધું છે !

## ૪ મ્હારો સંકલ્પ.

મ્હારે સકળે અંગ આપનોજ સચેતન સ્પર્શ છે એમ અનુભવી, હે જીવનપ્રાણ ! હું મ્હારા શરીરને સદૈવ પવિત્ર રાખવા પ્રયત્ન કરીશ.

મ્હારે ચિત્તસ્થળ આપ–સત્યસ્વરૂપેજ જ્ઞાન-પ્રદીપ પ્રકટાવ્યો છે એમ અનુભવી હું મ્હારા વિચારોથી સમસ્ત અસત્યોને દૂર રાખવા સદૈવ પ્રયત્ન કરીશ.

મ્હારે હૃદયમન્દિર આપજ વિરાજમાન છો એમ અનુભવી સર્વ દુર્ગુણોને બહિષ્કૃત કરી આપના પ્રેમપુષ્પને પ્રસ્ફુટિત કરવાનો સદૈવ હું પ્રયત્ન કરીશ.

આપનીજ શકિત મ્હારામાં કાર્યબળ પ્રેરી રહી છે એમ અનુભવી મ્હારી સર્વ ક્રિયા–પ્રક્રિયાઓમાં આપનેજ વ્યકત કરવા સદૈવ હું પ્રયત્ન કરીશ.

## ૫ ઉત્કંઠા.

ત્હારી સમીપ બેસવા એક ક્ષણનોજ અનુગ્રહ યાચું છું. મુજ કર્ત્તવ્ય હું પછીથી પૂર્ણ કરીશ.

ત્હારા મુખદર્શનવિહોણું મ્હારૂં હૃદય શાન્તિ-વિશ્રાન્તિ નથી માંણતું, ને મુજ કાર્યે પરિશ્રમના અપાર સાગરમાં અનંત આયાસ રૂપ થઇ જાય છે.

નિજ કલકલિત નિઃશ્વાસ સાથે વસન્ત મુજ બારીએ પધારી છે, ને કુસુમિત કુંજોના પ્રાંગણમાં મધુમક્ષિકા ગુંજારવ કરી રહી છે.

તુજ સમ્મુખ સ્થિર બેસી જીવન–સમર્પણનું ગીત ગાવાનો શાન્તિમય ને અનહદ અવકાશ હવાં પ્રાપ્ત થયો છે.

## ૬ જીવનપુષ્પ.

ન્હાનકડા આ પુષ્પને તોડી હાથમાં લઇ લે. વિલમ્બ મા કર. રખેને તે કરમાઈ ધૂળમાં ગરી જાય.

ભલે ત્હારી પુષ્પમાળામાં તેને સ્થાન ન મળો, કિન્તુ ત્હારા કરકમળના સ્પર્શથકી સન્માની તેને તોડી લે. રખેને અજાણ્યે દિવસ આથમી જાય ને ઉપહાર સમય વહી જાય.

ભલે તેનો રંગ ઘેરો ન હોય, ભલે તેની સુગંધ મંદ હોય, છતાં ય આ પુષ્પને ત્હારી સેવામાં નિયોજ, ને હજુ સમય છે ત્યાં તેને તોડી લે.

## ૭ અલંકાર-તિરસ્કાર.

મ્હારા ગીતે નિજ અલંકાર ઉતારી નાંખ્યા છે; એને વસ્ત્રાલંકારનો અહંકાર નથી. આભૂષણ આપણો સંયોગ નહિ થવા દે. ત્હારી ને મ્હારી વચમાં તેઓ અંતરાય નાંખશે. ત્હારી સુકોમળ સૂરાવલિ તેમના ઝંકારમાં ડૂબી જશે.

ત્હારી સમક્ષ મ્હારા કવિત્વનો મીથ્યા ગર્વ લજ્જાથી નાશ પામે છે. હે કવીન્દ્ર ! હું તો ત્હારે ચરણ બેસી ગયો છું. બસ, મ્હારૂં જીવિત વિનિત

ને સરલ બનાવવા દે. એક બંસી સમું તુજ કાજ તેને સંગીતવડે ભરાવવા દે.

## ૮ ભૂષણુભાર બાળક.

રાજવસ્ત્રોવડે જેનું અંગ ને મણિમાળવડે જેનો કંઠ વિભૂષિત કરેલ છે, એવો બાળક નિજ ખેલનના સારા ય આનંદ ખૂવે છે. તેનાં વસ્ત્રાભૂષણ પ્રત્યેક તેનાં પગલાંની ગતિ રોકી રહે છે.

રખે તેઓ ઘસાય વા ધૂળથી મલિન થાય એવા ભયથી તે પોતાની જાતને સર્વથી દૂર રાખે છે, ને સ્વતંત્ર હલનચલનથી ય ડરે છે.

હે માતા! વસ્ત્રાભૂષણના બંધનવડે આમ પૃથ્વીની સ્વસ્થ રજથી ય દૂર રહેવાય, સમાન માનવજીવનના વિરાટ સંમેલનમાં પ્રવેશે ન પમાય, તો તેથી લાભ શો?

## ૯ પ્રભુનિષ્ઠા.

અરે મૂર્ખ! ત્હારે પોતાનેજ શિર ત્હારો પોતાનોજ ભાર વહવાનો પ્રયત્ન! અરે ભિક્ષુક! ત્હારે પોતાનેજ દ્વાર ત્હારૂં પોતાનુંજ ભિક્ષાર્થ આગમન!

જે સર્વ સહી શકે તેને હસ્ત ત્હારા સર્વ ભાર મૂક ને કદીય તે માટ અનુતાપ ન આદર.

દીપકમાંનો પ્રકાશ તુજ વાસનાના શ્વાસસ્પર્શ-થી જ સહસા વીણુસે છે. કારણુ તે અપવિત્ર છે, મલિન તેના હસ્તદ્વારા ત્હારાં દાન ન લે. પૂણ્યપવિત્ર પ્રેમદ્વારા જે કાંઇ અર્પાય તેનોજ સ્વીકાર કર.

## ૧૦ દીનબન્ધુ,

દીનાતિદીન, નીચાતિનીચ ને નષ્ટભ્રષ્ટ જ્યાં નિવાસ કરે છે, ત્યાં ત્હારા ચરણુ વિદ્યમાન છે.

તને વન્દન કરવા જ્યારે હું પ્રયત્ન આદરૂં છું, ત્યારે મ્હારા નમસ્કાર તે અગમ્ય સ્થાનમાં નથી પ્હોંચી શકતા જ્યાં દીનાતિદીન, નીચાતિનીચ ને નષ્ટભ્રષ્ટોની વચમાં ત્હારા ચરણુ વિરાજમાન છે.

અહંકારની ત્યાંસુધી ગતિ પણુ નથી, જ્યાં દીનાતિદીન, નીચાતિનીચ ને નષ્ટભ્રષ્ટોની વચમાં દરિદ્રી વેષમાં તું વિચરે છે.

મ્હારૂં હૃદય તે સ્થાનનો પાર નથી પામી શકતું જ્યાં દીનાતિદીન, નીચાતિનીચ ને નષ્ટભ્રષ્ટોની વચમાં નિઃસંગીઓનો સંગી તું વિદ્યમાન છે.

## ૧૧ સત્ય ઉપાસના.

આ પૂજાપાઠ, ભજનગાન, ને માલાના જાપ છોડી દે. દ્વાર સર્વ બંધ કરી મન્દિરના આ એકાન્ત અંધારા ખૂણામાં તું કોની પૂજા કરી રહ્યો છે? આંખ તો ઉઘાડ, ને જો, ત્હારો પ્રભુ ત્હારી સમક્ષજ નથી!

કૃષિકાર જ્યાં કઠિન ભૂમિ ખેડી રહ્યા છે, ને સલાટ જ્યાં પથ્થર ફોડી રહ્યા છે, ત્યાં તે છે. સૂર્યના ધૂપમાં ને વર્ષાની ઝડીઓમાં તે એમની સાથે છે, ને તેનાં વસ્ત્રે રજોટાઈ ગયાં છે. પવિત્ર તુજ કન્થા કાઢી નાંખ ને તેની જેમજ ધૂસરવતી ભૂમિ પર ઉતરી આવ.

મુકિત? મુકિત કયાં મળી રહે છે? આપણા સ્વામીએ પોતેજ પોતાને સૃષ્ટિબંધનોમાં સહર્ષ સાંકળ્યો છે. આપણુ સર્વ સંગે તે જાતેજ સદાને માટે બંધાયો છે.

ધ્યાન ને સમાધીની જંજાળમાંથી નીકળી આવઃ પુષ્પ તથા ધૂપનો પરિત્યાગ કર, ને તુજ વસ્ત્રો ફાટી જાય તથા રજોટાય ત્હોય શું? તેને મળ ને કર્મયોગ આદરી તેની સમીપ શ્રમમગ્ન ઉભો રહે.

# ૧૨ દીર્ઘ યાત્રા.

મ્હારી યાત્રા દીર્ઘ કાળની છે, ને તેનો પંથે દીર્ઘ છે. પ્રકાશના પ્રથમ કિરણુરથપર હું નીકળી આવ્યો, ને ગ્રહ તથા તારાઓમાં, લોક તથા લોકાન્તરોમાં, વન તથા પર્વતોમાં સર્વત્ર મુજ પદચિહ્ન મૂકતો આવ્યો.

વિષમતમ સાધના જ અત્યંત સરલ સૂર સારે છે, તેમ દૂરતમ પંથ જ ત્હારી અત્યંત સમીપ આણે છે.

નિજદ્વાર પ્હોંચવા યાત્રાળુને પ્રત્યેક પરદ્વાર ઠોકવું પડે છે, તેમ દેવમન્દિરના અન્તર્દ્વારમાં અન્તે પ્હોંચવા તેને સકળે બાહ્યવિશ્વ વટાવવાં પડે છે.

દૂર ને સમીપ સર્વ ક્યાંય મેં નજર નાંખી, ને અન્તે નેત્રો મીંચી મેં કહ્યું: “ અહો ! આપ તો અહીં જ વિરાજમાન છો ! ”

“ રે ક્યાં ? ” સમી પ્રશ્નચીસ પછી સહસ્રા-વધિ નિર્ઝરના અશ્રુમાં ગળી ગઇ: ને સમસ્ત સૃષ્ટિને “ ओम् सत् ” સમી અભયવાણીના પૂરમાં નિમગ્ન કરી રહી.

## ૧૩ કેવળ આશા.

જે ગીત ગાવા હું આવ્યો હતો તે તો આજ સુધી ગાયાવિહોણું જ રહી ગયું છે.

મુજ વાદ્યના સૂર સાધવામાં ને તાર મેળવવામાં અનેક દિવસ મેં વ્યતીત કર્યા.

પણ તાલ ઠીક ન પડયાઃ શબ્દે ઠીક ન ઉઠયા; મ્હારે ઉર કેવળ અભિલાષયન્ત્રણાજ રહી ગઈ.

પુષ્પ પ્રફૂલ્લતા નથી પામ્યુંઃ કેવળ સમીરના નિઃશ્વાસ તેની સમીપ સૂણાય છે.

એનાં દર્શને ન થયાં; એનો સ્વરે ન સૂણાયો; કેવળ મ્હારા ગૃહ સમક્ષ માર્ગથી તેના ચરણરવની મંદ સૂરાવટજ સૂણાઇ.

ભૂમિ પર તેનું આસન બિછાવવામાં મ્હારો સારો ય દિવસ વહી ગયોઃ દીપક પણ અદ્યપિ નથી પ્રકટાવાયોઃ ને ગૃહમાં તેનું નિમંત્રણે અશકય થયું

તેના મિલનની આશાભિલાષમાં હું મુજ આયુ વહું છું, પણ અદ્યપિ આ મિલન નથી થયું.

## ૧૪ કઠોર કરૂણા.

મ્હારી વાસનાઓ અનેક છે ને મ્હારો પુકાર કરૂણ છે, પરન્તુ સદૈવ તેં મને કઠોર અસ્વીકારદ્વારા

બચાવી લીધો છે; એ ત્હારી પ્રબળ કરૂણા મ્હારા જીવનમાં ઓતપ્રોત થઈ રહી છે.

અમર્યાદ કામનાના સંકટથી બચાવી દિનપ્રતિદિન તું મને ત્હારા સરળ ત્હોય ભવ્ય એવાં આ આકાશ, પ્રકાશ, તન, મન ને જીવન સમાં વણ-માગ્યાં દાનને યોગ્ય બનાવે છે.

કદી કદી શિથિલ બની હું વિલમ્બ કરૂં છું. કદી કદી જાગ્રત થઈ મ્હારા લક્ષ્યની શોધમાં સત્વર વહું છું. કિન્તુ નિષ્ઠુરપણે તું સમ્મુખ છતાં ગુપ્તજ રહે છે.

નિર્બળ ને અનિશ્ચિત વાસનાના સંકટથી બચાવી વારંવાર અસ્વીકારદ્વારા પ્રતિદિન તું મને ત્હારા સંપૂર્ણ સ્વીકારને યોગ્ય બનાવે છે.

## ૧૫ કેવળ ગાન.

તુજ યશગાન ગાવા મ્હારૂં અહીં અવતરણ છે. આ વિશ્વમન્દિરના એક ખૂણામાં મ્હારૂં સ્થાન છે.

ત્હારી સૃષ્ટિમાં મ્હારે કાંઈ કાર્ય નથી. આથી મ્હારા નિરર્થક જીવનમાંથી કોઈ કોઈ નિષ્કારણ સૂરાવટ સરી જાય છે.

મધ્યરાત્રીના અંધકારમાં મન્દિરમાં જ્યારે ત્હારી શાન્ત ઉપાસનાની ઘંટા વાગે, ત્યારે ઓ નાથ! મને તુજ સમ્મુખ ગાવા- ઉભવાની આજ્ઞા આપ.

પ્રભાતી વાયુમાં સુનેરી વીણાના સૂર જ્યારે મળી રહે, ત્યારે ત્હારી સેવામાં ઉપસ્થિત થવાની આજ્ઞા કરી મને કૃતકૃત્ય કર.

## ૧૬ મ્હારી અન્તિમ આકાંક્ષા.

આ વિશ્વના આનંદ-ઉત્સવમાં મને મ્હારૂં નિમંત્રણ પ્રાપ્ત થયું છે; ને એ પ્રકારે મ્હારૂં જીવન ધન્ય બન્યું છે. દ્રષ્ટિશ્રુતિ મ્હારાં સફળ થયાં છે.

બંસી બજાવવાનું કાર્ય મને આ ઉત્સવમાં સોંપ્યું હતું; ને યથાશક્તિ મેં તે કર્યું છે.

—તો હવાં હું પૂછું છું કે અન્દર જઈ ત્હારા મુખારવિન્દનાં દર્શન ઝીલી મ્હારા નીરવ નમસ્કાર તને સમર્પિત કરવાનો સમય શું અન્તે પ્રાપ્ત થયો છે?

## ૧૭ પ્રેમ પ્રતીક્ષા.

પ્રેમના કરકમળમાં અન્તિમ આત્મસમર્પણ કરવા કેવળ હું તેની પ્રતીક્ષા કરી રહ્યો છું. એથીજ આટલી વાર થઈ છે, એથીજ આટલી ત્રૂટ પડી છે.

લોક પોતાના વિધિ-વિધાનો વડે મને સદૃઢ બાંધવા આવે છે, પરન્તુ સદૈવ હું તેમને તજી દઉં

છું, કારણુ પ્રેમના કરકમળમાં અન્તિમ આત્મસમર્પણુ કરવા કેવળ હું તેની પ્રતીક્ષા કરી રહ્યો છું.

લોક મને નિંદે છે, ને અસાવધાન કહે છે. નિઃશંક તેમનો ઉપાલંભ સત્ય છે,

દિનચર્યા પૂરી થઈ છે, ને ધંધાર્થીઓનાં કાર્ય સમાપ્ત થયાં છે. વૃથા મને બોલાવવા આવેલ સૌ કોઇ કુપિત થઇ પાછાં ગયાં છે. પ્રેમના કરકમળમાં અન્તિમ આત્મસમર્પણુ કરવા હું તો કેવળ તેનીજ પ્રતીક્ષા કરી રહ્યા છું.

## ૧૮ પ્રેમને:—

વાદળદળ છાયાં છે, ને તિમિર ઉભરાય છે. ઓ પ્રેમ! કાં તેં મને દ્વારબ્હાર એકલોજ કેવળ પ્રતીક્ષા કરતો રાખ્યો છે?

મધ્યાહ્ને સારો હું જનસંઘ સાથ કાર્ય કરૂં છું. પરન્તુ આજ આ અન્ધકારના સમયમાં હું કેવળ ત્હારીજ અભિલાષ આંદરી રહ્યા છું.

યદિ મને તું મુખદર્શન નહિં કરાવે, યદિ મને ત્હારા સામીપ્યથી વંચિત રાખશે, તો મને નથી સમજાતું કે આ દીર્ઘ વર્ષાકાળ હું શી રીતે વીતાડીશ?

આકાશના દૂરસ્થ અંધકાર પ્રતિ હું નિહાળું છું, ને મ્હારૂં ચિત્ત ચંચળ વાયુની સાથ વિલાપ કરતું ભટકી રહ્યું છે. ઓ પ્રેમ! કાં તેં મને દ્વાર-બ્હાર એકલોજ કેવળ પ્રતીક્ષા કરતો રાખ્યો છે?

## ૧૯ પ્રેમધીર.

પ્રભુ! અગર તું નહિંજ બોલે, તો હું મ્હારા હૃદયને ત્હારા મૌનથી ભરી લઈશ, ને તેનેજ સહી લઇશ. હું શાન્ત રહીશ, ને તરલ સાવધાન ને વિનિત રજની પેઠ સધીર ત્હારી પ્રતીક્ષા કરીશ.

નિઃશંક પ્રભાત પ્રકટશે, અંધકાર વણસશે, ને ત્હારી વાણીની સુવર્ણમય ધારાઓ આકાશ ચીરી પૃથ્વીપટ પથરાશે.

ત્યારે, હા–ત્યારે મ્હારા પક્ષીઓના પ્રત્યેક માળામાંથી ત્હારા શબ્દ ગીત રૂપે ઉડશે, ને મ્હારી સમસ્ત વનવાટિકાઓમાંથી ત્હારા સૂર પુષ્પ રૂપે પ્રફૂલ્લશે.

## ૨૦ હૃદયકમળ.

હાય! જે દિન કમળ વિકસ્યું, તે દિન મ્હારૂં ચિત્ત વિચલિત હતું, ને મેં તે જાણ્યું પણ નહિં. મ્હારી ફુલછાબ ખાલી હતી, છતાં ય તે પુષ્પ પ્રતિ મ્હારૂં ધ્યાન ન ગયું.

કેવળ કદી કદી મ્હારે ચિત્ત ગ્લાનિ છવાતી, મ્હારા સ્વપ્નમાંથી હું ચમકી ઉઠતી. કદી કદી દક્ષિણાનિલમાં દિવ્ય પરિમળના મધુર કણ અનુભવતી.

પરિમળના આ આછા પમરાટે મ્હારે ઉર અભિલાષપ્રાપ્તિના ઉચાટ પ્રકટ્યા, ને મ્હેં જાણ્યું વસન્તનો ઉત્સુક વાયુ નિજ પૂર્ણતાને ઝંખે છે.

તે કાળ મેં ન જાણ્યું કે તે આટલું નિકટ છેઃ તે મ્હારૂંજ છેઃ ને આ સંપૂર્ણ રસમાધુર્ય મ્હાસજ અંતરના ઉંડાણમાં પ્રસ્ફુટિત થયું છે.

## ૨૧ મ્હારી નૌકા.

મ્હારી નૌકા હવાં જલમાં મૂકવી જોઈએ. કિનારા-પર મ્હારો કાળ સવિષાદ વહી જાય છે!

પુષ્પમતી વસન્તવિભવતા વહી ગઇ છે, તેણે વિદાય લીધી છે. ને હું તો અહીં મ્લાન ને નિર્માલ્ય પુષ્પભાર સાથે પ્રતીક્ષા કરતો ઉભો છું.

જલતરંગ ઉગ્ર બન્યા છે, ને કિનારા પર અંધારપથમાં જીર્ણ પર્ણો ખરખર ખરી રહ્યાં છે.

શી શૂન્યતાને તું ન્યાળી રહ્યો છે! દૂર સામે કિનારેથી રેલાતા સંગીતની સૂરાવટ ભર્યાં સમીરણમાં ઉલ્લાસનો અનુભવ શું તું નથી કરતો?

## ૨૨ હૃદયદ્વાર.

વર્ષાભીની શ્રાવણની ઘનઘોર છાયામાં રાત્રી સમો તું શાન્ત ને સર્વ રક્ષકગણને પરિહરતો ગુપ્ત પગલે વિચરે છે.

પૂર્વાનિલની આમંત્રણા પ્રતિ દુર્લક્ષ ધરતા પ્રભાતે આજ નિજ નયન મીંચ્યાં છે, ને સદા જાગ્રત એવા નીલાકાશપર ઘનઘોર ઘટાનો ઘુંઘટ આચ્છાદી રહ્યા છે.

કાનનભૂમિ કૂજનહીન છે, ને પ્રત્યેક ગૃહદ્વાર બંધ છે. ત્યાં આ પથિકહીન પથપર કોણ તું એકાકી પથિક વિચરે છે?

ઓ મ્હારા અનન્ય મિત્ર! ઓ મ્હારા ઉત્કૃષ્ટ પ્રિયતમ! ગૃહદ્વાર મ્હારાં ખુલ્લાં છે—એક સ્વપ્ન સમો તું સરી ન જઇશ.

## ૨૩ પ્રેમઅધીર.

પ્રચંડ આ રાત્રીમાં ઓ પ્રાણસખા! શું તું ત્હારી પ્રેમયાત્રા અર્થે નીકળ્યો છે? આકાશ તો હતાશની પેઠે વિલાપ કરે છે.

મને આજે નિદ્રા નથી. રહી રહીને મ્હારાં દ્વાર હું ખોલું છું, ને અંધારમાં ઓ પ્રિયતમ! હું બ્હારે નિહાળું છું.

કશુંજ મ્હારા સમક્ષ નથી દેખાતું. વિસ્મિત છું કે ત્હારો પંથ ક્યાં હશે?

કાલિમા શી કાળી નદીના કિયા કિનારાને વટાવી, ભયંકર વનની કઈ સુદૂર સીમાઓ ઓળંગી, અંધકારનાં કિયાં ગહન ઉંડાણુ ભેદી, હે સન્મિત્ર! તું મ્હારી સમીપ આવવા ત્હારો અભિસાર આદરી રહ્યો છે?

## ૨૪ અભ્યર્થના.

નિદ્રાના ઓછાડ વડે જેમ તેં પૃથ્વીને આચ્છાદી છે, ને મીઠી સુકુમારતાવડે મ્લાન કમલની પાંદડીઓને જેમ તેં સંધ્યા સમયે બીડી દીધી છે, તેમ હવાં જ્યારે દિવસ વીતી ગયો છે, પક્ષીકુળનો કિલકિલાટ શાન્ત થયો છે, ને વાયુ શ્રમિત થઈ ગયો છે, ત્યારે અંધકારનો ઘાઢો ઘુંઘટ મ્હારા પર આચ્છાદી રહે.

યાત્રા સમાપ્ત થયા પ્હેલાં જેની સર્વ સામગ્રી ખૂટી ગઈ છે, જેનાં વસ્ત્રો ફાટી ધૂળથી મલિન થઈ ગયાં છે, જેનું સામર્થ્ય ક્ષીણ થઈ ગયું છે, એવા યાત્રીની લજ્જા ને દરિદ્રતા દૂર કર, ને પુષ્પની પેઠે દયામય ત્હારી રાત્રીના આશ્રયમાં તેને નવજીવન બક્ષ.

## ૨૫ ત્હારી નિદ્રા.

શ્રાન્ત ચિન્તાભરી રજનીમાં મને માત્ર ત્હારીજ શય્યામાં નિશ્ચિંત સૂવા દે.

ચિન્તાગ્રસ્ત મ્હારા આત્માવડે ત્હારૂં પૂજા–વિધાન દરિદ્ર ન થાય એમ કરવા દે.

જાગૃતિના નવતર આનંદમાં દિવસ નિજ રસ-દર્શન પુનઃ કરાવી રહે એથીજ તું તેનાં શ્રમિત નયનો પર રજનીનો ઘુંઘટ આચ્છાદે છે.

## ૨૬ ઝંખના.

તે આવ્યો ને મ્હારી સમીપ બેઠો. પણ હું ન જાગ્યો: હું નિર્ભાગીની એ નિદ્રાને ધિક્કાર હો!

રાત્રીને શાન્ત સમયે તે આવ્યો: એની વીણા એના હાથમાં હતી: ને મ્હારાં સર્વ સ્વપ્ન તેની મધુર સૂરાવલિમાં પ્રતિધ્વનિત થઈ ગયાં.

હાય! કાં મુજ રાત્રીઓ આમ સહુ નષ્ટ થાય છે? હાય! કાં મુજ નિદ્રાને જેના પ્રાણ સ્પર્શે છે તેનાં સુભગ દર્શનથી સદૈવ હું વંચિત રહું છું?

## ૨૭ પ્રેમદીપક.

પ્રકાશ, અરે ક્યાં છે પ્રકાશ? વિરહાનલ વડે તેને પ્રજ્વલિત કર.

દીપક છે, પરન્તુ શિખાવિહોણો છે. ઓ મ્હારા હૃદય! શું ત્હારા ભાગ્યમાં આવુંજ છે? ખરે, તો તો મૃત્યુ પણ સવિશેષ સારૂં છે.

દુઃખ રૂપી દૂત ત્હારૂં દ્વાર ઠોકી રહ્યો છે, ને તેનો સન્દેશ એ છે કે ત્હારો સ્વામી જાગ્રત છે. રાત્રીના અંધકારમાં તે તને પ્રેમાભિસાર માટે નિમંત્રી રહ્યો છે.

ગગનતલ મેઘાચ્છાદિત છે, ને વર્ષાદની ઝડીઓ વરસે છે. મને નથી સમજાતું મ્હારે ચિત્ત શું મન્થન ચાલી રહ્યું છે.

દામિનીની ક્ષણિક છટા પછી ઘોરતર અંધકાર મુજ નયનને આવરે છે, ને નિશાગીત જ્યાંથી મને નિમંત્રી રહ્યું છે તે પંથને મ્હારૂં હૃદય ઝંખી રહે છે.

પ્રકાશ, ક્યાં છે પ્રકાશ? વિરહાનલવડે તેને પ્રજ્વલિત કર. ગર્જન થાય છે, ને વાયુ શૂન્યાકાશમાં સવેગ વહી રહ્યો છે. રાત્રી શ્યામળ પથ્થર સમી શ્યામ છે. સમય આમ અન્ધારમાં વ્યતીત ન થવા દે. **પ્રેમદીપકને** ત્હારા પ્રાણવડે પ્રજ્વલિત કર.

## ૨૮ દુઃસાધ્ય બંધનો.

બંધનો દુઃસાધ્ય છે, કિન્તુ મ્હારૂં હૈયું તેમને તોડવા જતાં વ્યથીત થાય છે.

મને કેવળ મોક્ષની આકાંક્ષા છે, પરન્તુ એની અભિલાષે હું લજવાઉં છું.

નિશ્ચય હું માનું છું કે તું અમૂલ્ય ઐશ્વર્યનો ભંડાર છે, તું મ્હારો સર્વોત્કૃષ્ટ મિત્ર છે, કિન્તુ મ્હારા ગૃહમાંની મીથ્યા-શોભન-વસ્તુઓને તજી દેતાં મ્હારૂં દિલ દુભે છે.

મ્હારૂં આવરણ માટી ને મૃત્યુનું છે; હું તેની ઘૃણા કરૂં છું, છતાં ય પ્રેમવડે તેને હું આશ્લેષ દઉં છું.

મ્હારૂં ઋણ અગાધ છે, મ્હારી વિફળતા મહાન છે, મ્હારી નિર્લજ્જતા ગુપ્ત ને ભારી છે. છતાં ય મુજ કલ્યાણ અર્થે યાચના કરવા આવતાં સભય હું કમ્પું છું કે રખે મ્હારી પ્રાર્થનાનો સ્વીકાર પણ થાય.

## ૨૯ કારાગાર.

મ્હારા નામ વડે જેને હું મુદ્રાંકિત કરૂં છું તે આ કારાગારમાં વિલાપ કરે છે. સદૈવ હું આસ-પાસ આ દિવાલ ચણવામાં રોકાયેલ રહું છું. ને જેમ જેમ તે આકાશમાં ઉંચી જતી જાય છે, તેમ તેમ દિનપ્રતિદિન તેની અંધાર-છાયામાં મ્હારા સત્ય સ્વરૂપની ઝાંખી નષ્ટ થાય છે.

આ મહાન દિવાલનો હું અભિમાની થાઉં છું, ને આ નામમાં જરા સરખું ય છિદ્ર ન રહી જાય એ ભયથી માટી તથા રેતીના ગારા વડે તેને લીંપું છું; ને અતીવ એ ચિન્તાના પરિણામે મ્હારા સત્ય સ્વરૂપની ઝાંખી નષ્ટ કરૂં છું.

## ૩૦ મ્હારો અલ્પ આત્મા.

તને મળવા હું એકલોજ નીકળ્યો હતો, કિન્તુ નીરવ અંધકારમાં આ કોણ મને અનુસરી રહેલ છે?

એનું સાન્નિધ્ય તજવા એકાન્તે હું સરી જાઉં છું, કિન્તુ તેને હું નથી પરિહરતો.

ધૃષ્ટ નિજ ગતિ વડે ધરણી પર તે ધુળ ઉરાડે છે, ને પ્રત્યેક મુજ શબ્દના ઉચ્ચારણમાં નિજ મહાઘોષ મેળવે છે.

મ્હારોજ તે અલ્પ આત્મા છે, મ્હારા નાથ! લજ્જા તે નથી જાણતો; પરન્તુ મને તો તેની સંગે ત્હારે દ્વાર આવતાં લજ્જા ઉપજે છે.

## ૩૧ અદ્‌ભુત બંધન.

"બન્દી, મને કહે, તને કોણે બાંધ્યો?"

"મ્હારા સ્વામીએ," બન્દીએ કહ્યું, "મેં ધાર્યું દ્રવ્ય ને સામર્થ્યમાં વિશ્વમાં હું સર્વશ્રેષ્ઠ થઈ

શકું; આથી મેં મ્હારો કોશ રાજદ્રવ્ય વડે ભરી દીધો. નિદ્રાએ મને જ્યારે ઘેરી લીધો ત્યારે મ્હારા સ્વામીની શય્યાપર હું લોટી ગયો, પણ જાગ્રત થતાં મેં જાણ્યું મ્હારાજ કોશાલયમાં હું બંદીવાન હતો."

"બન્દી, મને કહે. આ વજ્ર–બંધન કોણે ઘડ્યું ?"

"મેંજ," બન્દી બોલ્યો, "મહા પ્રયત્ને મેંજ એ બંધન ઘડ્યું છે. મેં ધાર્યું મ્હારો પ્રબળ પ્રતાપ સારા સંસારને બન્દી બનાવી દેશે ને એકલો હુંજ શાન્તિપૂર્વક સ્વાધીનતા ભોગવી રહીશ. અહર્નિશ અઘોર પરિશ્રમ આદરી વિશાળ અગ્નિ ને ક્રૂર કઠિન પ્રહારો વડે આમ હું મુજ બંધન ઘડતો, ને અન્તે જ્યારે તે પરિપૂર્ણ થયું, ને શૃંખલા તેની સંપૂર્ણ સદૃઢ બની, ત્યારે મેં જાણ્યું તે શૃંખલાએજ મને બન્દી બનાવ્યો હતો."

## ૩૨ વિલક્ષણ પ્રેમ.

સંસારીજનોનો પ્રેમ મને સર્વથા સદૃઢ બંધન વડે બાંધવા યત્ન કરી રહ્યા છે, પરન્તુ ત્હારો પ્રેમ જે તેમના પ્રેમથી અધિકતર છે, તે મને દાસત્વની શૃંખલામાં નથી બાંધતો, કિન્તુ સ્વતંત્ર રાખે છે.

રખે હું તેમને વીસરી જાઉં એ ભયથી તેઓ મને એકલો મૂકવા હિંમતે નથી ધરતા. પરન્તુ દિન પર દિન વહી જાય છે, ને તું અદીઠ રહે છે, (છતાં ય મને વીસરતો નથી.)

અગર મ્હારી પ્રાર્થનાઓમાં તને હું પુકારતો નથી, અગર મ્હારા અંતરમાં તને હું ધારણ કરતો નથી, છતાં ય ત્હારો પ્રેમ સદૈવ મ્હારા પ્રેમની પ્રતીક્ષા કરી રહેલ છે.

## ૩૩ પ્રલોભન-પ્રભાવ.

દિવસના તેઓ મ્હારા ઘરમાં આવી કહેવા લાગ્યાં, "આપને ત્યાં અમને રહેવા દો, જરાક જેટલી જગામાં અમે અમારો નિર્વાહ કરી લેશું.":

"ઇશ્વર-આરાધનમાં તમને અમે સહાય આપશું, ને તેના તરફથી જે કાંઈ પ્રસાદ મળશે તે વડે સંતુષ્ટ રહીશું." આમ કહી ઘરના એક ખૂણામાં તેઓ શાન્તિ ને નમ્રતા દાખતાં બેઠાં.

-કિન્તુ હવાં હું જોઉં છું કે રાત્રીના અંધકારમાં પ્રબળ ને પ્રચંડ બની તેઓ મુજ પવિત્ર દેવગૃહમાં ધસી આવ્યાં ને આસુરી લાલસા વડે પ્રેરાઇ દેવ સમ્મુખ ધરાવેલ નૈવદ્ય ઉઠાવી ગયાં.

## ૩૪ સ્વલ્પ યાચના.

તને મ્હારૂં સર્વસ્વ ગણી હું સંબોધું એ કાજ, હે પ્રભુ! મમત્વનો કાંઈક અંશ મ્હારામાં રહેવા દે.

દશે દિશ તને અનુભવી શકું, પ્રત્યેક પદાર્થમાં તને હું પ્રાપ્ત કરી શકું, ને પ્રત્યેક પલ તને મ્હારો પ્રેમ સમર્પી શકું એ કાજ, હે પ્રભુ! વાસનાની કાંઈક કણી મ્હારામાં રહેવા દે.

કદી ય તું અવ્યકત ન રહે એ કાજ, હે પ્રભુ! અહંકારનું એકાદ અણુ મ્હારામાં રહેવા દે.

આપણી મનોવૃત્તિઓ જે દ્વારા ગુંથાઈ છે, ને જે વડે મ્હારા જીવનમાંના ત્હારા આદર્શ ફલિતતાને પામ્યા છે, તે માંહ્યની એકાદ ન્હાનીશી સ્નેહગ્રંથિ નિરન્તર રહેવા દે.

## ૩૫ આદર્શ દેશ.

માનવચિત્ત જ્યાં નિર્ભય છે, ને સ્વમાનશીલ શીર્ષ જ્યાં સદૈવ ઉન્નત રહે છે;

જ્ઞાનમન્દિરનાં દ્વાર જ્યાં સહુ કાજ ખુલ્લાં છે, ને ક્ષુદ્ર રૂઢિબંધન વડે સૃષ્ટિ જ્યાં છિન્નભિન્ન નથી થઈ;

શબ્દો જ્યાં ગહન સત્યને સદૈવ વહે છે, ને અવિશ્રાન્ત પુરૂષાર્થ જ્યાં નિજ પૂર્ણતા કાજ બાહુ પ્રસારે છે;

બુધ્ધિની નિર્મળ ધારા અચેતન આચારની વેરાન રણરેતીમાં જ્યાં નષ્ટ નથી થતી, ને મનને જ્યાં તું અપૂર્વ ચિન્તન ને ક્રિયાની વિસ્તૃત થતી સૃષ્ટિમાં સદા પ્રગતિમાન કરે છે;—

ત્યાં,—**સ્વાતંત્ર્યના એવા દિવ્યલોકમાં, હે પિતા, મ્હારા દેશને જાગ્રત કર.**

## ૩૬ બલભિક્ષા.

મ્હારી તને આ પ્રાર્થના છે, મ્હારા પ્રભુ ! કે મુજ હૃદયદારિદ્રયની જડ પર તું કઠોર પ્રહાર કર.

સુખદુઃખ સહજજ સહી શકું એવું મને બલ આપ.

પરોપકાર દ્વારા મ્હારો પ્રેમ હું સફળ કરી રહું એવું મને સામર્થ્ય આપ.

દીનદુઃખીજનોનો કદી હું પરિત્યાગ ન કરૂં, ને ગર્વિષ્ટ સત્તા સમક્ષ કદી હું ન નમું, એવું મને બલ આપ.

સંસારનાં ક્ષુદ્ર વિષયોથી મ્હારૂં ચિત્ત સદા ઉચ્ચોચ્ચ રાખું એવું મને સામર્થ્ય આપ. ને મ્હારી શક્તિને પ્રેમપૂર્વક ત્હારી ઈચ્છાને વશીભૂત કરી દઉં એવું મને બળ આપ.

## ૩૭ અનંત યાત્રા.

ક્ષીણુતાની અન્તિમ સીમા પર જ્યારે મ્હારી શકિત આવી ગઇ, ત્યારે મેં ધાર્યું મ્હારી યાત્રાનો અન્ત આવી રહ્યો:—મ્હારી સમક્ષ સર્વ માર્ગ બંધ થઈ ગયા, સામગ્રી મ્હારી સર્વ ખુટી ગઈ, ને શાન્ત એકાન્તમાં વિશ્રાન્તિ લેવાનો સમય આવી પ્હોંચ્યો.

કિન્તુ હવાં મને લાગે છે કે ત્હારી ઇચ્છા મ્હારો એ અન્ત નથી લેખતી: કારણુ શબ્દસરિત્ સૂકાતાં નવીન રસમાધુરી હૃદયમાંથી નથી ઉદ્ભવતી ? ને પૂરાણુા પગથાર ઢંકાતાં નવીન આશ્ચર્યભરી સૃષ્ટિ નથી પ્રકટતી ?

## ૩૮ હૃદય પૂકાર.

નિરંત મ્હારૂં હૃદય પૂકારી રહો, "મને ત્હારીજ, બસ ત્હારીજ વાંછના હો;" અહોરાત્ર મનને વ્યગ્ર કરતી વાસનાઓ સર્વ મીથ્યા ને નિતાન્ત નિઃસાર છે. મને તો ત્હારીજ, બસ ત્હારીજ વાંછના હો.

પ્રકાશ અર્થેની પ્રાર્થના રજની જેમ અંધારના અંતર્પટમાં અપ્રકટ રાખે છે, તેમજ મુજ અંતરના ઉંડાણુમાં એ પૂકાર ઉઠે છે, "મને ત્હારીજ, બસ ત્હારીજ વાંછના હો."

શાન્તિપર બલિષ્ટ આઘાત કરતો ઝંઝાવાત અન્તિમ નિજ આશ્રય શાન્તિમાંજ શોધે છે, તેમ તુજ પ્રેમપર આઘાત કરતો મ્હારો દ્રોહ ત્હારા પ્રેમનેજ પૂકારે છે, "મને ત્હારીજ, બસ ત્હારીજ વાંછના હો."

## ૩૯ સંકટ-હરણ.

મ્હારૂં હૃદય જ્યારે કઠોર ને શુષ્ક થઈ જાય, ત્યારે મ્હારાપર કરૂણાની ઝડી વરસાવજે.

મ્હારા જીવનની મધુરતા જ્યારે લુપ્ત થઈ જાય, ત્યારે ગીતામૃત લઈ તું મ્હારી પાસ પધારજે.

સાંસારિક ક્રિયાઓના પ્રચંડ કોલાહલ જ્યારે વિશ્વપાર્યના સર્વ સંબંધથી મને સર્વત્ર દૂર રાખે, ત્યારે ઓ શાન્તિસાગર, ત્હારી શાન્તિવિશ્રાન્તિ સમેત તું મ્હારી પાસ પધારજે.

મ્હારૂં કૃપણ હૃદય જ્યારે દીનહીન બની એક ખૂણામાં બેસી રહે, ત્યારે ઓ મ્હારા રાજન્! દ્વાર સહુ ખોલી નાંખી સારા ય તુજ રાજસમારોહ સાથે તું પધારજે.

માયા ને મળ વડે જ્યારે વાસના મ્હારા મનને અંધ કરી દે, ત્યારે ઓ શુભ્ર ને ચૈતન્ય પ્રભુ! તુજ પ્રકાશ ને ગર્જન સાથ તું પધારજે.

## ૪૦ મેઘારાધન.

હે પ્રભો ! મ્હારા શુષ્ક હૃદયમાં દીર્ઘકાળથી અનાવૃષ્ટિ છે.

ક્ષિતિજમાં ભયંકર ઉઘાડ છે, મેઘાવરણનું આછું ય નામ વા નિશાન નથી; દૂરસુદૂર શીતળ વૃષ્ટિનું ચિહ્ન સુધ્ધાં ય દેખાતું નથી.

જો એવીજ ત્હારી ઇચ્છા હોય, તો તો મૃત્યુ સમી કાળી ને કુપિત આંધીને મોકલ, ને વિદ્યુત્-ચમકાર વડે ગગનમંડળને આદ્યોપાન્ત ચકિત કરી દે.

પરન્તુ હે પ્રભો ! આવા વ્યાપ્ત, નિઃશબ્દ, નિઃસ્તબ્ધ, પ્રખર ને નિષ્ઠુર ઉત્તાપ શમાવી દેઃ તીવ્ર નિરાશા વડે હૃદયને તે દહે છે.

સંતાન પર પિતાના ક્રોધકાળે માતા જેમ સજળ નયને અશ્રી વરસાવે છે, તેમ કરૂણારૂપી મેઘને પ્રભો ! આકાશથકી મ્હારા પર વરસવા દે.

## ૪૧ પ્રેમમય પ્રતીક્ષા.

છાયામાં સ્વયં ગુપ્ત રહી, ઓ મ્હારા પ્રિયતમ ! સર્વની પાછળ તું ક્યાં ઉભે છે ? લોક તને નહિવત્ ગણી ધૂસરવતા માર્ગ પર ત્હારૂં આક્રમણ કરી ત્હારી આગળ ચાલ્યી જાય છે. શ્રાન્ત કેટલો ય કાળ થયાં

ત્હારે કાજ પૂજનસામગ્રી પ્રસારી હું પ્રતીક્ષા કરી રહી છું. પથિકો આવે છે, એક પછી એક મ્હારાં પુષ્પો લે છે, ને ફૂલછાબ મ્હારી શૂન્યપ્રાય થઈ ગઈ છે.

પ્રભાત આથમ્યું છે, ને બે પ્રહર પણ વહી ગયા છે. સંધ્યાના અંધારમાં મ્હારાં નયન નિદ્રાથી ઘેરાયાં છે. પથિકો મને જોઇ હસે છે, ને મને લજ્જા ઉપજે છે. ભિક્ષુક–બાલાની જેમ મ્હારા મુખ પર વસ્ત્ર આચ્છાદી હું બેસું છું, ને જ્યારે મને તેઓ પૂછે છે, “તું શું વાંછે છે?” ત્યારે મ્હારાં નેત્ર હું નીચાં ઢાળું છું ને નિરૂત્તર રહું છું.

હાય, ખરેખર! તેમને કેવી રીતે હું કહી શકું કે હું ત્હારી પ્રતીક્ષા કરી રહી છું, ને તેં આવવાનું વચન પણ દીધું છે. લજ્જાની મારી હું કેવી રીતે કહી શકું કે મ્હારા સ્ત્રીધનરૂપે આ દૈન્યને હું રાખી રહી છું. અહા! મ્હારા અંતરની ગુહામાં આ અભિમાનને હું આલીંગું છું.

તૃણ પર બેઠી બેઠી આશાભર્યાં નયનો વડે હું આકાશ પ્રતિ નિહાળું છું, ને ત્હારા અચાનક આગમનના વૈભવનું સ્વપ્ન નીરખું છું:—અસંખ્ય દીપમાળ પ્રકટી રહી છે, ત્હારા રથ પર સુવર્ણ ધ્વજાઓ

ફરફરી રહી છે, ને લોક એ નીરખી માર્ગ પર અવાક્ ઉભા રહે છે, એવે ધૂળપરથી મને ઉપાડવા તને આસન પરથી ઉતરતો, ને ગીષ્મ-વાયુમાં લતા પેઠે લજ્જા ને અભિમાનથી કંપતી જીર્ણવસ્ત્રધરી ભિક્ષુક-કન્યાને ત્હારી સમીપ બેસાડતો તેઓ જુવે છે.

સમય વીતી જાય છે, ને ત્હારા રથચક્રના ધ્વનિ હુજી નથી સૂણાતા. ઘણાં ય નિઃસંરણ કોલાહલ જયઘોષ ને ઇન્દ્રજાલી મહિમાવતાં પસાર થાય છેઃ તો શું તુંજ કેવળ સર્વની પાછળ છાયામાં નીરવ ઉભો રહેશે? ને શું હું કેવળ રૂદનમય પ્રતીક્ષા કરતીજ અહીં રહીશ? ને વ્યર્થ વાંછનાને વશીભૂત બની અન્તે મ્હારા હૃદયને જીર્ણ કરીશ?

## ૪૨ યાત્રામાં વિલમ્બ ને આશા.

સ્હવારમાં સૂણાયું કે આપણ ઉભય—તું ને હું—એક નાવમાં હંકારશું, ને વિશ્વ ન જાણે તે રીત આપણી અગમ્ય-અનંત યાત્રા આદરશું.

ને અપાર એ પારાવારમાં મ્હારી ગીતમાળ ત્હારાં શાન્ત શ્રવણ ને સુમધુર સ્મિત નીરખી ઉર્મિ-માળસમા સ્વતંત્ર ને શબ્દબંધનથી મુક્ત એવા સ્વરમાધુર્યમાં પરિણત થશે.

અદ્યપિ એ સમય શું નથી આવ્યો ? કશુંક કાર્ય હુજી બાકી છે ? તટપર જો, સન્ધ્યા ઉતરી છે, ને સમુદ્રપક્ષીઓ ઝાંખા પડતા પ્રકાશમાં નિજ માળાપ્રતિ ઉડતાં આવે છે.

કોણ જાણે છે કયારે એ જંજીર ખુલશે ? ને સન્ધ્યાની અન્તિમ મંદપ્રભા પેઠે કયારે આ નાવ રાત્રીમાં અદૃષ્ટ થશે ?

## ૪૩ પૂર્વાનુરાગી સ્મરણ.

એક દિન એવો હતો જયારે હું ત્હારે કાજ તત્પર ન હતો, પણ ઓ મ્હારા સ્વામી, એક સામાન્ય જન પેઠે વિનાનિમન્ત્રે ને વિના-મુજ-જાણ્યે મ્હારા ઉરમાં તેં પ્રવેશ કીધો ને મ્હારા જીવનની અનેક અનિત્ય ક્ષણો પર નિત્યતાની મુદ્રા પાડી.

ને આજ અકસ્માત એ પર મ્હારી દૃષ્ટિ પડે છે, ને ત્હારા હસ્તાક્ષર હું જોઉં છું, ત્યારે મને જણાય છે કે તે ક્ષણો તુચ્છ વિસ્મૃત દિનોના હર્ષ-શોકના સ્મરણ સાથ ધૂળમાં વીખરી ગઈ છે.

બાલાપણના મ્હારા ખેલ ખેલતો નિહાળી ઘૃણાથી તેં તુજ ચરણ પાછા ન્હોતા વાળ્યા ને આજ એજ મુજ ક્રીડાસ્થળમાં સૂણેલ તુજ ચરણધ્વનિ પ્રત્યેક તારામાં પ્રતિધ્વનિત થતા હું સૂણું છું.

## ૪૪ એક ધન્ય આશા.

પ્રકાશને જ્યાં અંધકાર ને ગ્રીષ્મને જ્યાં વર્ષા અનુસરે છે, માર્ગની તે બાજુ પર તને આવતો નિહાળવામાં ને ત્હારી પ્રતીક્ષા કરવામાં મને ઓર આનંદ ઉપજે છે.

અગોચર અન્તરીક્ષથી સન્દેશ વર્ષી દૂતગણ મને વધામણાં દે છે, ને સત્વર માર્ગ પર વિચરે છે. ઉંડાણમાં મ્હારૂં અંતર હીસે છે, ને વાયુની સુગંધિત લહરી વહતી પ્રતીત થાય છે.

સ્હવારથી સ્હાંજ સુધી મ્હારે દ્વાર હું બેસી રહું છું, ને માનું છું અકસ્માત એ ધન્યપલ આવશે જ્યારે હું એ પૂણ્ય દર્શન પામીશ.

સહર્ષ ને સંગીતમગ્ન એટલો કાળ હું એકાકી વ્યતીત કરૂં છું ને એવે તો વાતાવરણ આશાસુરભિ વડે સભર ભરાય છે.

## ૪૫ નિત્ય આગમન.

શાન્ત એના પદરવ તમે નથી સૂણ્યા ? એ આવે છે, એ આવે છે, એ નિત્ય આવે છે.!

ભિન્ન ભિન્ન મનોદશામાં મેં અનેક ગીત ગાયાં છે, પરન્તુ સર્વ તેમની સૂરાવટોનો એજ ઉદ્દઘોષ ઉઠયો છે, “એ આવે છે, આવે છે, નિત્ય આવે છે”

સૂર્યપ્રકાશવિલસ્યા વસન્તના પરિમલિત દિને વનપથ વટાવી તે આવે છે, આવે છે, નિત્ય આવે છે.

વર્ષાભીની શ્રાવણી રાત્રીના અંધકારમાં ગર્જન્તા અભ્રરથપર તે આવે છે, આવે છે, નિત્ય આવે છે.

એનાજ ચરણકમળ દુઃખ ને ગ્લાનિમાં મ્હારા ઉરને આશ્વાસે છે, એનાજ પદારવિન્દનો સુનેરી સ્પર્શ મ્હારા આનંદને અજવાળે છે.

## ૪૬ ત્હારૂં આગમન.

હું નથી જાણતો કોણ કોણ કાળથી તુ મને મળવા નિરંતર નિકટ આવી રહ્યા છે. નિઃશંક ત્હારા સૂર્ય ને તારકગણ મ્હારાથી તને ગુપ્ત નથી રાખી શકતા.

સ્હવાર ને સ્હાંજ અનેકવાર ત્હારા પદરવ સૂણાઈ રહે છે, ને તુજ દેવદૂત મ્હારે ઉર પ્રવેશ પામી ગુપ્ત મને નિમંત્રે છે.

મને નથી સમજાતું મુજ જીવિત આજ આટલું વિચલિત કેમ છે, ને પ્રચંડ આનંદનો ઉદ્‌ભવ મ્હારે ઉર કેમ થઈ રહ્યા છે.

પ્રતીતિ થાય છે કે સહુ કાર્ય સમેટી લેવાનો હવાં સમય આવ્યો છે, ને ત્હારા મધુર આગમનનો મંદ સુગંધ વાયુલહરીમાં લહરતો હું અનુભવું છું.

## ૪૭ સાક્ષાત્કારની વાંછા.

સારી રાત વૃથા તેની પ્રતીક્ષા કરવામાં પ્રાયઃ વીતી ગઈ. મને ભય છે રખે અત્યંત શ્રામત થઇ નિદ્રાવશ થાઉં ત્યારે એ અકસ્માત પ્રાતઃકાળે મ્હારે દ્વાર આવી ચ્હડે. તેથી તેને માટ ઓ મિત્રો, માર્ગ સહુ ખુલ્લો રાખો—તેનો નિરોધ કોઇ ન કરશો.

યદિ તેના પદરવથી મ્હારી નિદ્રા ન ખુલે તો કૃપા કરી મને જગાડવા કોઈ પ્રયત્ન ન આદરશો. પ્રાતઃકાલી પ્રકાશના મહોત્સવમાં પક્ષીકુળનો કલરવ ને વાયુનો કોલાહલ નિદ્રામાંથી મને જગાડે તે મને નથી રૂચતું. મ્હારો સ્વામી યદિ મુજ દ્વાર અચાનક આવી ચ્હડે ત્હોય શાન્તિથી મને સૂવા દેશો.

અહો, મ્હારી નિદ્રા, મ્હારી અમુલી નિદ્રા ! અદૃષ્ટ થવાને તું માત્ર તેનાજ સ્પર્શની પ્રતીક્ષા કરી રહી છે.

અહો ! મુજ નિદ્રિત નયન ? નિદ્રાના અંધકારમાંથી ઉદ્ભવતા સ્વપ્નની સમાન જ્યારે તે મુજ સમક્ષ ઉભશે, ત્યારે તેના મુખારવિન્દના સ્મિત-તેજમાં તમારાં પટલ ખૂલી રહજો.

જ્યોતિઓમાં આદ્ય-જ્યોતિ જેવો, ને સ્વરૂપો-માં આદ્ય-સ્વરૂપ જેવો તેને મુજ દૃષ્ટિએ પડવા દો. જાગ્રત મુજ આત્મન્‌માં આનંદનું પ્રથમ સ્ફૂરણ તેના

કરૂણાકટાક્ષમાંથી ઉદ્ભવવા દો. ને મ્હારી જાગૃતિનું તેનામાંજ તત્કાળ નિવર્તન થવા દો.

## ૪૮ સરળસિદ્ધિ.

શાન્તિનો પ્રભાતસાગર પક્ષીગીતના તરંગોમાં પ્રસ્ફુટિત થયો હતો, ને માર્ગની બાજુમાં પુષ્પો સહુ પ્રફૂલ્લતા પાથરતાં હતાં. ઘનરંધ્રદ્વારા સૂવર્ણ-દ્રવ્ય વીખરાતું હતું. પરન્તુ કાર્યવશ અમે અમારા માર્ગપર વહ્યા ગયા ને તે પ્રતિ લક્ષ ન આપ્યું.

હર્ષનાં ગીત અમે ન ગાયાં: ને કાંઈ ખેલ પણ ન ખેલ્યા. વિનિમય કાજ ગામમાં પણ ન ગયા. હસ્યા બોલ્યા વા માર્ગપર વિલંબ ન કર્યો. સમયની સત્વરતા સાથ અમે પણ વધુ ને વધુ ત્વરિત વહ્યા ગયા.

સૂર્ય મધ્યાહ્નના થયા હતા, ને કપોતવૃંદ વૃક્ષ-છાંયામાં કૂજતાં હતાં. મધ્યાહ્નના તપ્ત વાયુમાં મ્લાન પત્રો નાચતાં ને ચક્રાવો રચતાં હતાં. ગોપાલબાલ વડલાની છાયા નીચે સ્વપ્નવશ નીદંરતો હતો, ને હુંય જલાશય સમીપ બેસી ગયો, ને શ્રમિત મુજ અંગ તૃણ પર વિસ્તરી રહ્યા.

સાથીઓ સહુ મુજ ઉપેક્ષાજન્ય હાસ્ય આદરી

રહ્યા, ને ઘમંડભર્યાં તેમનાં શિર ઉંચાં કરી આગળ ને આગળ ધપ્યા ગયા. એકવાર પણ તેમણે પાછળ ન જોયું, ક્ષણનોય તેમણે વિરામ ન લીધો. સુદૂર નીલ છાયામાં તેઓ અદૃષ્ટ થયા. અનેકાનેક ક્ષેત્રો ને પર્વતાવલિ ઓળંગતા તેઓ અતિ દૂરના અલૌકિક પ્રદેશ વટાવી ગયા. અનંત પંથના ઓ વીર પ્રવાસીઓ! તમને ધન્ય હો! ઉપહાસ ને નિંદા મને ઉઠાવવા આગ્રહ આદરી રહ્યાં, પણ મેં તેમનો સ્વીકાર ન કીધો. અસ્પષ્ટ આનંદન છાયામાં—અગાધ આનંદન અંધારવમાં હું નષ્ટપ્રાય બન્યો.

સૂર્યકિરણગુંથી છાયામગ્ન હરિયાળી શાન્તિનો પ્રભાવ સધીર મુજ હૃદયપર પ્રસરવા લાગ્યો. મ્હારા પ્રયાસનું પ્રયોજનને હું વીસરી ગયો. ને મનોરમ છાયા તથા મધુર ગાનના કૌતુકને અનાયાસ હું શરણ થયો.

અન્તે જ્યારે હું નિદ્રામાંથી જાગ્યો ને નેત્રો ઉઘાડયાં, ત્યારે મેં જોયું કે તું મ્હારી સમીપ ઉભો છે, ને મંદ તુજ સ્મિતપ્રકાશવડે મ્હારી નિદ્રાને પ્લાવિત કરી રહ્યા છે. ખરેખર! દીર્ઘ ને કષ્ટતમ માર્ગની તથા ત્હારી પ્રાપ્તિના કઠિન આયાસની

મ્હારી ભીતિ કેવી ને કેટલી વૃથા હતી તે તો મેં ત્યારેજ જાણ્યું.

## ૪૯ ભક્તિ—મહિમા.

ત્હારા સિંહાસનેથી તું ઉતર્યો ને મ્હારી મઢૂલીને દ્વાર આવી ઉભો રહ્યો.

એકાકી હું એક ખણામાં ગાતો હતો, ને ત્હારા કાને એ ગીત–માધુરી ઝીલી.

તું નીચે ઉતર્યો, ને મ્હારી મઢૂલીને દ્વાર આવી ઉભો રહ્યો.

ઘણા ય પ્રવીણ ગાયકો ત્હારી વિરાટ–સભામાં વિરાજે છે, ને સદૈવ ત્યાં સંગીત રેલાય છે, કિન્તુ નવ–અભ્યાસીનું એકજ આ સરલ ગીત ત્હારા પ્રણય-તાર ઝણઝણાવી રહ્યું. મ્હારો એક કરૂણ અલ્પ સૂર વિશ્વના વિરાટગીતમાં મળી ગયો; ને એક પુષ્પ રૂપ પારિતોષિક લઈ તું ઉતર્યો, ને મ્હારી મઢૂલીને દ્વાર આવી ઉભો રહ્યો.

## ૫૦ દાન માહાત્મ્ય.

ઘરઘર હું ભિક્ષાર્થે ફરતો હતો ત્યારે એક શોભાસ્પદ સ્વપ્નસમો દૂરથી આવતો ત્હારો સૂવર્ણરથ મને જણાયો; ને હું વિસ્મિત થયો કે આ રાજ-રાજેન્દ્ર તે કોણ હશે?

મ્હારી અભિલાષ સતેજ થઇ, ને મને લાગ્યું કે મ્હારા દુર્દિનનો હવાં અન્ત આવી પ્હોંચ્યો. વણમાગી ભિક્ષા આજ મને મળશે, ને સૂવર્ણદ્રવ્ય સર્વત્ર પથરાશે, એ આશામાંજ હું ત્યાં ઉભો રહ્યો.

રથ મ્હારી સમીપ આવી ઉભો. મ્હારા મુખપર ત્હારી દૃષ્ટિ પડી ને તું સ્મિતભર્યો નીચે ઉતર્યો. મને પ્રતીત થયું કે મ્હારો ભાગ્યોદય ઉગ્યો, દક્ષિણ હસ્ત પ્રસારી તેં પૂછયું, "મને આપવાનું ત્હારી પાસે શું છે?"

રે, આ તે કેવોક રાજવી ઉપહાસ કે એક ભિક્ષુક પ્રતિ તું ત્હારો હસ્ત ભિક્ષાર્થ પ્રસરી રહે! સ્તબ્ધ બની હું ય અનિશ્ચિત ઉભો રહ્યો. અન્તે મ્હારી ઝોળીમાંથી અન્નનો નાનામાં નાનો કણ ધીરેથી કાઢી મેં તે તને સમર્પ્યો.

પરન્તુ સંધ્યાસમયે મ્હારી ઝોળી આંગણામાં મેં ખાલી કરી ત્યારે દાનની મુજ નાની શી ઢગલીમાં એક સુવર્ણ કણિકા મને મળી આવી. હૈયાફાટ હું રોયો. ને મ્હેં વાંચ્છયું કે સાહસપૂર્વક મ્હારૂં સર્વસ્વ મ્હેં તને કાં ન સમર્પ્યું?

## ૫૧ અવસર–ઉપેક્ષા.

રાત્રીનો અંધકાર છવાઇ ગયો હતો. દિવસનાં

સર્વ કાર્ય સમાપ્ત થયાં હતાં. અમે ધાર્યું આવનાર સહુ આવી ગયાં, ને નગરદ્વાર સહુ બંધ થયાં. માત્ર કોકે કહ્યું, "રાજાજી હજી આવનાર છે." "ના, તેમ ન હોઈ શકે," અમે હસીને કહ્યું.

અમને લાગ્યું કે દ્વાર કોક ઠોકતું હતું, પણ એ તો પવન છે એમ સહુએ કહ્યું. દીપકજ્યોત બુઝવી અમે નિદ્રાધિન થયા. માત્ર કોક બોલ્યું, "એ તો રાજદૂત છે;" "ના," અમે હસીને કહ્યું, "ના, એ તો પવનજ હશે."

મધરાતના સૂનકારમાં પુનઃ એક અવાજ આવ્યો. નિદ્રાના ઘેનમાં અમે ધાર્યું એ તો ગગનનું ગર્જન હશે. ધરા ધ્રુજી, દિવાલો ડોલી ને અમારી નિદ્રામાં પુનઃ વિક્ષેપ પડયો. માત્ર કોકે કહ્યું, "એ તો રથચક્રનો ધ્વનિ છે." "ના," નિદ્રાના ઘેનમાંજ અમે બબડયા, "એ તો આકાશપાટે મેઘનું ગર્જન હશે."

રાત્રી હજી અન્ધારી હતી ત્યાં તો ભેરી નાદ સૂણાયો, ને બ્હારથી એક અવાજ આવ્યો, "જાગો, વિલમ્બ ન કરો" હૈયા સરસા હાથ દબાવી ભયથી અમે કંપવા લાગ્યા. કોકે કહ્યું, "જુઓ, બ્હાણે રાજધ્વજ જણાય છે." પગભર થઇ અમે બોલી ઉઠયા, હવાં વિલમ્બનો સમય નથી !

મહારાજ પધાર્યા છે—પણ દીપક, પુષ્પમાળ ને સિંહાસન ક્યાં છે? હાય! કેવીક ધૃષ્ટતા! દેવસ્થાને નથી, રે! શણુગાર પણ નથી! ત્યાં તો કોક બોલી ઉઠ્યું, " રૂદન હવાં વૃથા છે! ખાલી હાથ તેમનું સ્વાગત આદર, અસર્જી તુજ આંગણુમાં તેમને લઈ આવ."

દ્વાર ખોલો, શંખનાદ થવા દો! અઘોરતમ રાત્રીમાં આપણા ભયંકર અંધારગૃહના મહારાજ પધાર્યા છે. આકાશમાં મેઘ ગરજે છે. વિદ્યુત્ના ઝળકારથી રજની ધ્રુજે છે. જીર્ણ ત્હારૂં બિછાનું લાવ ને આંગણુમાં તેને બિછાવ. પ્રચંડ ઝંઝાવાત્ સાથે ભયંકર રાત્રીના આપણા રાજાજી અકસ્માત આવી પ્હોંચ્યા છે

## ૫૨ મ્હારો નવીન શૃંગાર.

મેં ધાર્યું ત્હારા કંઠમાંનો ગુલહાર હું ત્હારી પાસ માગું, કિન્તુ મ્હારી હિંમત ન ચાલી. સ્હવાર સુધી હું એ આશામાં બેઠી કે તુજ નિવર્તનકાળે ત્હારી શય્યાપરથી એ હારનો અવશિષ્ટ ભાગ મને મળે. પરન્તુ સૂર્યોદય થતાં વીખરાયલી માત્ર એક બે પાંદડીઓ માટેજ મ્હારી શોધ એક ભિક્ષુકની જેમ હું આદરી રહી.

—પણુ અરે! આ હું શું જોઉં છું? કિયું આ તુજ પ્રણયચિહ્ન પડયું છે? નથી તે કોઈ પુષ્પ, નથી કોઈ સુવાસિત દ્રવ્ય. નથી કોઇ સુગંધયુકત જલપાત્ર. જ્વાલાસમો પ્રજ્વલતો, તે ઈન્દ્રવજ્ર સમો ભારવતો આ તો ત્હારો ભીષણ કૃપાણુ છે. પ્રભાતની કુમળી પ્રભા ઝરૂખાદ્વારા પ્રવેશી તુજ શય્યાપર પ્રકાશે છે, પ્રભાત પક્ષી કલરવે છે, ને પૂછે છે, "હે સ્ત્રી! તને શું મળ્યું?" ના, નથી તે પુષ્પ, નથી સુવાસિત દ્રવ્ય, નથી સુગંધયુકત જળપાત્ર— તે તો તુજ ભીષણ કૃપાણુ છે.

હું બેસી ચકિત બની વિચારૂં છું કે કેવાક પ્રકારનું આ તે તુજ દાન. એને ગુપ્ત રાખવા ય મને કોઇ સ્થાન નથી જડતું. અબળા હોઈ એને સજતાં યે હું શરમાઉં છું, હૈયા સરસો ધરતાં ય મને તે સંતાપે છે. છતાં ય સંતાપરૂપ આ સન્માનને— ત્હારા આ દાનને—મ્હારા હૃદયમાં હું ધારણુ કરીશ.

આજથકી આ વિશ્વમાં મ્હારા ભયનો અભાવ થશે, મ્હારા સારા ય જીવનસંગ્રામમાં ત્હારો વિજય થશે. મૃત્યુ હવાં મ્હારો મિત્ર છે, ને મુજ જીવન-મુકુટવડે તેનું શિર હું સુભૂષિત કરીશ. સર્વ બન્ધ-નોનો પરિચ્છેદ કરવા ત્હારો કૃપાણુ મ્હારી કને છે, ને સંસારના મ્હારા સર્વ ભયનો હવાં અભાવ થશે.

સમસ્ત તુચ્છ શૃંગારને આજથી હું તિલાંજલિ આપું છું. ઓ મ્હારા હૃદયનાથ! એકાન્ત બેસી રૂદનમય પ્રતીક્ષા કરવાનો આજથી અંત આવે છે, લજ્જા ને સંકોચ આજથી મ્હારાં સિધાવે છે. મ્હારા શૃંગાર કાજ તેં ત્હારો કૃપાણ દીધો છે, તો હવાં પુતળીને યોગ્ય પરિધાન મને ઉચિત નથી.

## ૫૩ એક તુલના.

અસંખ્યરંગી રત્નોવડે અદ્દ્ભુત ચાતુરીથી જડેલ ત્હારો તારકિત મણિબન્ધ મનોહર છે. પરન્તુ સંધ્યાની કુપિત–રક્ત પ્રભામાં સંપૂર્ણ સ્થિત એવા વિષ્ણુના દિવ્ય ગરૂડની પ્રસરેલી પાંખ્યો જેવી વક્ર વિદ્યુત્પ્રભા ચમકતો ત્હારો કૃપાણ મ્હારે મન એથી ય સવિશેષ મનોહર છે.

મૃત્યુના અન્તિમ પ્રહારવડે ઉત્પન્ન થયેલ મહા વેદનામાં જીવનના અન્તિમ શ્વાસની પેઠે તે કંપે છે. એકાદ માત્ર નિજ ભીષણ જવાળાવડે જેણે પાર્થીવ ભાવો સહુ ભસ્મસાત કરી દીધા છે એવા મહાત્માની પવિત્ર જ્યોત્સ્ના સમો તે પ્રકાશે છે.

તારકિત રત્નાવલિથી સુભૂષિત ત્હારો મણિબંધ મનોહર છે, પરન્તુ ત્હારો કૃપાણ, ઓ સુરેન્દ્ર!

પરમાવધિ સૌન્દર્યથી સુરચિત છે, જેનું દર્શન વા ચિન્તન પણ ભીષણ છે.

## ૫૪ અનોખો પરોપકાર.

કાંઈજ મેં ત્હારી પાસ ન માગ્યું. મ્હારૂં નામ પણ તને ન જણાવ્યું. તેં વિદાય લીધી ત્યારે હું નિઃસ્તબ્ધ ઉભી રહી. વૃક્ષની તીરછી છાયા જ્યાં પડતી હતી તે કૂપસમીપ એકલી હું ઉભી હતી, ને સખીઓ સૌ જળહેલ ભરી નિજ ગૃહ જતી હતી. મને એમણે બોલાવી ને કહ્યું, "અમારી સાથ ચાલ, પ્રભાત તો વીતી ગયું, ને મધ્યાહ્ન થયો છે." પરન્તુ સંકલ્પવિકલ્પભર્યાં પ્રમાદમાં ડૂબી હું વિલમ્બ આદરી રહી.

તું આવ્યો ત્યારે ત્હારા પદરવ પણ મેં ન સૂણ્યા. ત્હારી દૃષ્ટિ મ્હારાપર પડી તો ત્યાં ઉદાસિનતા છવાયલી જણાઇ. ધીરે સ્વરે તું બોલ્યો ત્યારે લાગ્યું કે ત્હારો સ્વર પણ શ્રમિત હતો. તેં કહ્યું, "અરે, હું તો એક પિપાસી પથિક છું." દિનસ્વપ્નમાંથી ચકિત થઇ હું જાગી, ને ત્હારી અંજલિમાં મ્હારી હેલ-માંથી જલ રેડી રહી. શિરપર પલ્લવધ્વનિ થઇ રહ્યા, અદૃશ્ય અંધારમાં કોકિલા કુહુકુહુ આલાપી

રહી, ને માર્ગની દિશાઓમાંથી પુષ્પપરિમલ પમરવા લાગ્યા.

તેં મ્હારૂં નામ પૂછ્યું ત્યારે લજ્જાવશ હું અવાક્ ઉભી હતી. નિઃશંક, તને મ્હારી સ્મૃતિ રહે એવું મેં તુજ કાજ શું કીધું હતું ? કિન્તુ તુજ તૃષા છીપવવા તને જલ દીધું તે સ્મૃતિ તો મ્હારા હૃદયસહ સંલગ્ન થશે, ને જીવનભરની મધુરતા રેલવશે.

પ્રભાતકાલ વહી ગયો છે, પક્ષીકુલ શ્રમિત સૂર સારી રહ્યાં છે, શિરપર નિમ્બવૃક્ષમાં પલ્લવધ્વનિ થઈ રહ્યા છે, ને વિચારનિમગ્ન હું બેઠી છું.

## ૫૫ દુઃખમાં સુખ.

ત્હારે ઉર આળસ છવાઇ રહ્યું છે, ને નેત્રમાં હજી નિદ્રા છે.

તને શું એ સન્દેશ નથી મળ્યો કે કંટકોની વચમાંજ પુષ્પ નિજ ઐશ્વર્ય સંગ રાજવિભવ માણે છે ? જાગ્રત થા, અરે, જાગ્રત થા ! સમયને વૃથા ન જવા દે.

શિલામય માર્ગને અન્તે, અક્ષત એકાન્ત પ્રદેશમાં મ્હારો મિત્ર એકલો બેઠેલ છે. તેને છેહ ન દે. જાગ્રત થા, અરે જાગ્રત થા !

યદિ મધ્યાહ્નના સૂર્યતાપે ગગન કંપે, યદિ સળગતી વેળુ નિજ પિપાસાના અંચળાને સર્વત્ર પ્રસારે તોય શું ?—

ત્હારી હૃદયગૃહ્વામાં શું આનંદ નથી ? પ્રત્યેક તુજ પગલાને પડઘે માર્ગની વીણા શું કરૂણમધુર સંગીત નહિ આલાપે ?

## ૫૬ દ્વૈતમાં અદ્વૈત.

આ પ્રકારે ત્હારો આનંદ મ્હારે વિષે પરિપૂર્ણ છે, ને તેથીજ ત્હારે ઉચ્ચ આસનેથી ઉતરી તું મ્હારી સન્મુખ નીચે પધારેલ છે. હે સર્વ ભૂવનેશ્વર ! યદિ હું ન હોત તો ત્હારો પ્રેમ ક્યાં ઢળત ?

સારા ય આ ઐશ્વર્યનો તેં મને સહભાગી લેખ્યો છે. મ્હારે ઉર તુજ આનંદ અનંત લીલા ખેલી રહ્યા છે. મ્હારા જીવનમાં ત્હારી ઇચ્છા ચિત્ર-વિચિત્ર સ્વરૂપ સદૈવ ધારણ કરી રહી છે.

ને, ઓ રાજરાજેશ્વર ! તેથી તો મ્હને હૃદય-મુગ્ધ કરવા તેં ત્હારા સ્વરૂપને સૌન્દર્યવડે સુભૂષિત કીધું છે: ને તેથી તો ત્હારો પ્રેમ મ્હારા પ્રેમમાં વિલીને છે, ને ત્યાંજ દ્વૈતના સંપૂર્ણ અદ્વૈતમાં યથાર્થ તુજ દર્શન ઝીલાય છે.

## ૫૭ પ્રકાશ.

પ્રકાશ, મ્હારા પ્રકાશ! ભુવનને ભરનારા પ્રકાશ, નયનને ચૂમનારા પ્રકાશ, હૃદયને મધુર કરનારા પ્રકાશ!

પ્રકાશ મુજ જીવનના કેન્દ્ર પર નૃત્ય કરી રહે છે, પ્રકાશ મુજ પ્રણયવીણા વાઇ રહ્યા છે, પ્રકાશવડે આકાશમાં જાગૃતિ વ્યાપે છે, વાયુ સવેગ વહે છે, ને સારી ય પૃથ્વી હીસી રહે છે.

પ્રકાશના પારાવારમાં ચિત્રપતંગ નિજ પાંખ્ય પ્રસરી રહે છે; માલતી ને મૃણાલિની પ્રકાશના તરંગો પર ડોલહિંડોલ ડોલી રહે છે.

પ્રકાશનાં કિરણ વાદળ પર પડી સુવર્ણ રૂપ બની જાય છે, ને સહસ્ત્ર મણિને ગગનમંડળમાં વિખરાવે છે.

પત્રેપત્રે અપરિમિત આનંદોલ્લાસ ફેલાઇ રહ્યા છે, સુરસરિતાએ નિજ કિનારા ડૂબવ્યા છે, ને આનંદનું પૂર સર્વત્ર વિહરે છે.

## ૫૮ વિશ્વવ્યાપી આનંદ.

જે આનંદમાં મુગ્ધ બની વસુધા નિજ લીલમ-લીલી ઘટા સંપૂર્ણ વિસ્તરી રહી છે, જે આનંદ જીવનમૃત્યુ સમા બંધુયુગ્મને વિસ્તૃત આ સંસારમાં નચવી રહે છે, જે આનંદ તુફાનભર્યો પ્રસરી અટૃ-

હાસ્ય સહુ સારાયે જીવનને ડોલાવી રહે છે, જે આનંદ દુઃખરક્ત કમળપાંખડી ઉપર નિજ અશ્રુબિન્દુ સુશાન્ત સોહાવી રહે છે, ને જે આનંદ સર્વસ્વ ધૂળમાં ફેંકી દઇ એક શબ્દ પણ મુખથી નથી ઉચ્ચરતો, તે આનંદના સકળે સૂર મુજ અન્તિમ ગીતમાં ઓતપ્રોત થઇ રહો!

## ૫૯ પ્રભુપ્રેમનું સામ્રાજ્ય.

ઓ મ્હારા પ્રિયતમ! હું જાણું છું કે આ સૂવર્ણમય પ્રકાશ જે પત્રો પર નર્તી રહ્યો છે, આ પ્રમાદપૂર્ણ પયોધરો જે આકાશમાં આમતેમ ઘુમી રહ્યાં છે, ને પ્રભાતનો આ મંદમંદ અનિલ જે મુજ મસ્તકને શીતલતા બક્ષતો વહી રહ્યો છે, તે સર્વ ત્હારોજ—હા—ત્હારોજ પ્રેમ છે.

પ્રાતઃકાળના પ્રકાશે મ્હારાં નયન પ્લાવિત કરી દીધાં છે,—આજ મ્હારા અંતરને ત્હારો સન્દેશ છે. ઉપરથી તેં ત્હારૂં મુખ મુજપર ઢાળ્યું છે, તુજ નયન મુજ નયનપર પથરાયાં છે, ને મ્હારૂં હૃદય તુજ ચરણકમલને સ્પર્શ્યું છે.

## ૬૦ બાળલીલા.

અપાર સંસારના સમુદ્રતટપર બાળકો એકત્ર મળે છે; શિરપર નિઃસીમ આકાશ નિઃસ્તબ્ધ છે,

ને અસ્થિર જળમાં કોલાહળ જામી રહ્યો છે. અપાર સંસારના સમુદ્રતટપર બાળકો હર્ષનાદભર્યાં નૃત્યસહ એકત્ર મળે છે.

વેળુ વડે તેઓ નિજ ઘર બાંધે છે, ને ખાલી શંખલાં સંહ ખેલે છે. સૂકકાં પાંદડાની તેઓ હોડીઓ બનાવે છે, ને અગાધ સાગરપર તેમને સહર્ષ તરતી મૂકે છે. સંસારના સમુદ્રતટપર બાળકો ખેલી રહ્યાં છે.

તેમને તરતાં ને જાળ નાંખતાં ય નથી આવડતું. મોતી કાઢનાર મોતી કાજ ડૂબકી મારે છે, વણિકો વહાણમાં સફર કરે છે, જ્યારે બાળકો માત્ર કંકર વીણે છે ને વેરે છે. નથી તેઓ ગુપ્ત રત્નરાશી શોધતાં, ને નથી તેમને જાળ નાંખતાં ય આવડતું.

હર્ષભર સમુદ્ર ઉછળે છે, ને તટપરનું સ્મિત પીતવર્ણું ચમકે છે; બાળકનું પારણું હીંચવતાં માતા જેમ હાલરડાં ગાય છે, તેમ સાગરની મૃત્યુવાહક ઉર્મિમાળ બાળક સમક્ષ અર્થશૂન્ય ગીત ગાય છે. સમુદ્ર બાળક સહ ખેલે છે, ને તટપરનું સ્મિત પીતવર્ણું ચમકે છે.

અપાર સંસારના સમુદ્રતટપર બાળકો એકત્ર મળે છે, નિષ્પથ આકાશમાં આંધી ઉભરાય છે,

નિઃસંચાર જલમાં વહાણો નષ્ટ થાય છે, મૃત્યુ સર્વત્ર વિચરે છે, ને બાળકો બસ ખેલે છે. પારાવાર જગત્‌ના સમુદ્રતટપર બાળકોનો મહાન મેળો મળ્યો છે.

## ૬૧ સૂક્ષ્મઅન્વેષણ.

કોઈ જાણો છો બાળકનાં નયનોમાં નિદ્રા આવે છે તેનું આગમન કયાંથી છે? હા, એક સુપ્રસિધ્ધ જનશ્રુતિ છે કે તેનું નિવાસસ્થાન પ્રભાકિટની મંદ-પ્રભાઝગી વનછાયા વચ્ચે એક સુન્દર ગામમાં છે, જ્યાં મનમોહિની બે સુકુમાર કલિકા ઝુકેલી છે. બસ, એવા રમણિય સ્થાનમાંથી તે બાળકનાં નયનોને ચમવા પધારે છે.

કોઈ જાણો છો સુષુપ્ત બાળકના અધરપર જે સ્મિત પ્રકાશે છે, તેનું જન્મસ્થાન કયાં છે? હા, એક સુપ્રસિદ્ધ જનશ્રુતિ છે કે બીજની વિધુરેખનું એક નવીન પીત કિરણ કોઈ શરદમેઘની કોરને સ્પર્શ્યું ને તે પ્રકારે એ સ્વચ્છ શિશિરપ્રભાતની સ્વપ્નાવસ્થામાં તે સ્મિતનો પ્રથમ જન્મ થયો.

કોઈ જાણો છો બાળકનાં અંગાંગમાં વિકસી રહેલ તે મધુર કોમળ લાવણ્ય આટલા દિવસ કયાં સંગુપ્ત હતું? હા, માતા જ્યારે કિશોરાવસ્થામાં હતી ત્યારે એ સુમધુર કોમળતા પ્રેમના મૂક રહસ્યરૂપે તેના સારાયે હૃદયમાં વ્યાપ્ત હતી.

## ૬૨ બાળકદ્વારા પ્રકૃતિ રહસ્યનો બોધ.

હે વત્સ, તુજ માટ જ્યારે રંગબેરંગી રમકડાં હું લાવું છું—તને હું તે આપું છું—ત્યારે યથાર્થ હું અનુભવું છું કે વાદળ આટલું રંગબેરંગી કેમ છે, જળના તરંગો ને ઝરણાંમાં વિવિધ વર્ણરેખાઓ કેમ દેખાય છે, ને પત્રે ને પુષ્પે આટઆટલું વર્ણ-વૈચિત્ર્ય કેમ છે.

હે વત્સ, થનગન તને નચવવા જ્યારે હું ગીત ગાઉં છું, ત્યારે યથાર્થ હું જાણું છું કે વનપત્રોમાં આટલું સંગીત કેમ ઉદ્ભવે છે, ને સંસારના રસિક શ્રોતાઓના હૃદયમાં સમુદ્રતરંગોવડે અનેક સ્વરો ને રાગોથી પરિપૂર્ણ ગીત કેમ પ્રકટે છે.

હે વત્સ, ત્હારા લોલુપ કરમાં જ્યારે હું કો મિષ્ટ વસ્તુ આપું છું, ત્યારે યથાર્થ હું સમજું છું કે પુષ્પકોષમાં મધુ કેમ છે, ને ફળોમાં મધુરરસ સંગુપ્ત કેમ ભરેલ છે.

હે વત્સ, તને હસાવવા જ્યારે હું ત્હારા મુખને ચુમ્બન દઉં છું, ત્યારે નિશ્ચય હું જાણું છું કે આકાશથી પ્રભાતના પ્રકાશમાં પ્રવાહિત થઇ રહેલ પ્રહર્ષ શું છે, ને ગ્રીષ્મસમીરના સ્પર્શવડે મ્હારે અંગાંગ ઉત્પન્ન થયેલ આનંદ શું છે.

## ૬૩ એક પ્રાર્થન.

હું ન જાણુતો તેવા મિત્રોની સાથ તેં મ્હારો પરિચય કરાવ્યો છે, મ્હારાં નથી એવાં ગૃહમાં મને તેં સ્થાન દીધાં છે, દૂરને તેં નિકટ કીધું છે, ને અપરિચિતને તેં બંધુ બનાવ્યાં છે.

પુરાતન મુજ આશ્રયને તજતાં મ્હારૂં હૃદય ઉદાસિનતા ધરે છે; હું ભૂલું છું કે નૂતનમાં પુરાતન વિદ્યમાન છે, ને ત્યાં તું પણ વિરાજે છે.

અનંત મુજ જીવનના એકાકી ઓ સખા? આલોક વા પરલોકમાં જન્મમૃત્યુદ્વારા જ્યાં જ્યાં મને તું લઈ જાય છે, ત્યાં ત્યાં સર્વત્ર મુજ હૃદયને તું આનંદબન્ધે અપરિચિતની સંગે સાંકળે છે.

તુજ અભિજ્ઞાન થતાં અપ્રસ્તુત સહુ આથમે છે, દ્વાર સહુ ખૂલે છે. અનેકના ખેલનમાં એકના સ્પર્શસુખથી કદી હું વંચિત ન રહું એ મુજ પ્રાર્થન, ઓ પરમાત્મન્, તું સ્વીકારજે.

## ૬૪ વ્યર્થ વ્યય.

નિર્જન નદીને તીર તૃણના વનમાં તેને મેં પૂછ્યું, "હે કુમારી, ત્હારી ઓઢણીમાં દીપકને ઢાંકી ક્યાં તું ગમન કરી રહી છે? મ્હારા ઘરમાં નિતાન્ત અંધકાર ને સૂનકાર છે—કૃપા કરી ત્હારો દીપક મને

દે." શ્યામળ નિજ નયનને ક્ષણભર મ્હારાપર ઢાળી કુમારીએ કહ્યું, "પશ્ચિમમાં દિનપ્રભા આથમ્યે સરિત્ જળપર આ મુજ દીપકને હું તરાવવા આવી છું." તૃણવનમાં એકાન્ત ઉભો રહી વાયુવડે કમ્પતી દીપકશિખાને જળપ્રવાહમાં વૃથા વહતી હું નીરખી રહ્યો.

એકત્રિત થતા અંધારની શાન્તિમાં મેં તેને પૂછ્યું, "કુમારી, ત્હારા સર્વ દીપક પ્રજળી રહેલ છે, તો આ દીપકને લઈ તું ક્યાં જાય છે? મ્હારા ઘરમાં નિતાંત અંધકાર ને સૂનકાર છે, કૃપા કરી ત્હારો દીપક મને દે." શ્યામળ નિજ નયન મ્હારા પ્રતિ ઢાળી ક્ષણભર શંકિત તે ઉભી રહી. અન્તે તેણે કહ્યું, "આ મુજ દીપકની હું આકાશને ભેટ ધરીશ." ઉભો ઉભો હું નીરખી રહ્યો કે શૂન્ય ગગનમાં દીપક વૃથા જળી રહ્યો હતો.

ચન્દ્રવિહોણી મધ્યરાત્રીના અંધકારમાં મેં તેને પૂછ્યું. "કુમારી, હૃદય સરસો આ દીપક ધરી તું શી શોધમાં વિચરી રહી છે? મ્હારા ઘરમાં નિતાન્ત અંધકાર ને સૂનકાર છે, કૃપા કરી ત્હારો દીપક મને દે!' ક્ષણેક તે સ્તમ્ભી, ને કંઈક વિચારવા લાગી, ને અંધકારમાં મ્હારા મુખ પ્રતિ એકનયન નિહાળવા લાગી. અન્તે તેણે કહ્યું, "સારી ય આ દીપાવલિ

સાથ મ્હારી દીપકજ્યોત મિલાવવા હું તેને અહીં લાવી છું." હું ઉભો રહ્યો ને ધ્યાનપૂર્વક તેનો નાનો એ દીપક અન્ય દીપકોમાં વૃથા જળતો નીરખી રહ્યો.

## ૬૫ સંપૂર્ણ અદ્વૈત.

ભરછક મુજ જીવનપાત્રમાંથી, હે મ્હારા પ્રભુ, કેવુંક તું દિવ્ય રસપાન કરવા ચાહે છે?

મ્હારાં નેત્રોવડે તુજ કવિસૃષ્ટિને નિહાળવામાં, ને મ્હારા કર્ણદ્વારપર ઉભા રહી ત્હારીજ અવિનાશી સ્વરમાધુરી સૂણવામાં, ઓ મ્હારા કવિ, શું ત્હારો આનંદ પર્યવસિત થાય છે?

ત્હારા જગત્‌વડે મ્હારા ચિત્તમાં શબ્દરચના રચાય છે, ને ત્હારા આનંદવડે તેમાં મધુર સંગીત ઉત્પન્ન થાય છે. પ્રેમવશ બની તું પોતેજ પોતાને મને સમર્પી રહ્યો છે, ને તે દ્વારા ત્હારા સંપૂર્ણ માધુર્યનો અનુભવ મ્હારામાં તું કરી રહ્યો છે.

## ૬૬ અન્તિમ ભેટ.

સન્ધ્યાના આભાસમાં મુજ આત્માના અંતરતમ પ્રદેશમાં સદૈવ જે વિદ્યમાન હતી, ને પ્રભાતના પ્રકાશમાં જેણે નિજ ઘુંઘટ કદી ય ખોલ્યા ન હતા, તેની, ઓ મ્હારા પ્રભુ,—તેની હું તને મ્હારા અન્તિમ ગીતદ્વારા ભેટ કરીશ.

વાણી તેનું વનન આદરી રહી, કિન્તુ તેને વશ ન કરી શકી. ઉત્સુકતા ને ઉત્સાહ વડે તેને સમજાવવાના યત્ન થયા, પરન્તુ કૃતકાર્ય ન થયું.

મ્હારા અંતઃકરણમાં તેને ધારણ કરી દેશવિદેશ હું વિચર્યો, ને મ્હારા જીવનનાં વૃદ્ધિ ને ક્ષયનું કેન્દ્ર તેને સર્વત્ર ગણી રહ્યા.

મ્હારાં ચિન્તન ને ક્રિયા, મ્હારાં નિદ્રા ને સ્વપ્ન સર્વની તે અધિરાજ્ઞી હતી, ને છતાં ય તે એકાકી ને અલગ નિવસતી.

ઘણાએ મ્હારાં દ્વાર ઠોકયાં, તેને વિષે પૂછપાછ કીધી, ને નિરાશ બની ચાલ્યા ગયા. સારા ય સંસારમાં એવું કોઈ ન હતું જેણે તેનાં સાક્ષાત્ દર્શન કીધાં હોય. ત્હારી સ્વીકૃતિની પ્રતીક્ષા કરતી નિજ એકાન્ત તે સેવી રહી હતી.

## ૬૭ આલોક ને બ્રહ્મલોક.

તુંજ નભ ને તુંજ નીડ છે.

નાનાવિધ વર્ણો, ગીતો ને ગન્ધોવડે જેણે આત્માને નીડમાં વેષ્ટિત કીધો છે, તે હે ભુવન–સુન્દર ! ત્હારો જ પ્રેમ છે.

જમણે હાથ સૂવર્ણછાબમાં સૌન્દર્યમાળા લઈ ધરણીદેવીને અલંકૃત કરવા ઉષા જો, અશાંત પધારે છે.

પશ્ચિમી શાન્ત સમુદ્રમાંથી શીતલ શાન્ત જલ સૂવર્ણઝારીમાં ભરી નિશ્ચિહ્ન માર્ગને વટાવી ધેનુ-શૂન્ય ક્ષેત્રોપર સન્ધ્યા જો, પધારે છે.

પરન્તુ અનંત આકાશ જ્યાં આત્માના ઉડ્ડયનને કાજ વિસ્તરી રહ્યું છે, તે સ્થાનમાં તો નિર્મળ ઉજ્જ-વલ પ્રકાશનું મહારાજય છે. નથી ત્યાં દિવસ વા રાત્રી, નથી ત્યાં રૂપ વા રંગ, એક સ્વરોચ્ચાર પણ ત્યાં નથી.

## ૬૮ મેઘ.

ત્હારૂં રવિકિરણ નિજ કર પ્રસારી આ પૃથ્વી પર પધારે છે, ને મ્હારાં અશ્રુ નિશ્વાસ ને ગીતોવડે સંભૃત થયેલ મેઘને ત્હારે ચરણ નિયોજવા દિનભર તે મ્હારે દ્વાર ઉભે છે.

સાનુરાગ આનંદવડે ત્હારા તારાજડિત વક્ષસ્થળ-ની આસપાસ ધૂમસમગ્ન વાદળનું વસ્ત્ર તું વીંટે છે, ને તેને અસંખ્ય રૂપવતી ગડીઓમાં સદૈવ ચલિત રંગોવડે રંગે છે.

ઓ નિરંજન ને શાન્ત ! તે એટલું તો હળવું, ચપળ, કોમળ, કારૂણિક ને શ્યામલ છે, કે તે સર્વ વડે તું આટલી પ્રીતિ તે પ્રતિ દાખવે છે, ને તેથીજ તે ત્હારા ઓજસ્વી ઉજ્જવલ પ્રકાશને નિજ કરૂણા-મયી છાયાવડે સંગુપ્ત રાખે છે.

## ૬૯ વિશ્વવ્યાપી જીવન.

જીવનની જે ધારા મ્હારી રગેરગ રાતદિન વહે છે, તેજ સારા વિશ્વમાં વેગભર વિહરે છે, ને તાલ-સુરભરી નર્તે છે.

તેજ જીવન પૃથ્વીપર અસંખ્ય તૃણોના રૂપમાં સહર્ષ પ્રકટે છે, પુષ્પ ને પત્રોના પ્રચંડ તરંગોમાં આવિર્ભાવ પામે છે.

તેજ જીવન જન્મમૃત્યુરૂપી ભરતીઓટ ભર્યા સમુદ્રઝુલાને ઝુલાવે છે.

વિશ્વવ્યાપી જીવનના સ્પર્શવડે હું અનુભવું છું કે મ્હારૂં સર્વાંગ ઓજસ્વી બન્યું છે, ને આ ક્ષણે મુજ શોણિતમાં નર્તન્તું યુગયુગાન્તરવર્તી જીવન સ્ફુરણ મ્હારા અભિમાનને પોષી રહ્યું છે.

## ૭૦ વિશ્વવ્યાપી આનંદ.

આ વાદ્યના આનંદથી આનંદિત થવું, આ ભયંકર પ્રમોદના આવર્ત્તમાં દોલાયમાન થવું ને અન્તે તેમાં સમાઇ જવું, શું એ ત્હારી શકિતથી પર છે ?

વસ્તુમાત્ર સવેગ વહે છે; નથી તે વિરમતી, નથી તે પાછળ નીરખતી. એમની ગતિ નિરોધે એવી કોઇ શકિત ય નથી. વસ્તુમાત્ર સવેગ વહી રહી છે.

ઋતુઓ પણ એ ચંચળ ને વેગવાન વાદ્ય સાથે નૃત્ય કરતી આવે છે ને આથમે છે; ને પ્રતિ ક્ષ પ્રસરતાં ને નષ્ટ થતા આકુલ આનંદમાં વિવિધ વર્ણ, રંગ ને ગંધના અનંત ઉર્મિ ઉછળે છે—ઉભરે છે.

## ૭૧ માયા.

તુજ તેજપર રંગબેરંગી છાયા નાંખી મદભર હું સર્વત્ર મલપું એવી ત્હારી માયા છે.

સ્વગતભેદ આદરી વિભિન્ન તુજ આત્માને અસંખ્ય નામોવડે તું પૂકારે છે, ને આજ તુજ સ્વગત-ભેદ મ્હારામાં મૂર્તિમંત થયેલ છે.

મર્મસ્પર્શી ત્હારાં ગીતોનો પ્રતિધ્વનિ વિવિધ પ્રકારનાં હર્ષ ને શોક, આશા ને ભયના રૂપમાં સારા આકાશમાં પડી રહ્યા છે. ઉર્મિઓ ઉછળે છે ને ડૂબે છે, સ્વપ્નો આવે છે ને શમે છે. ત્હારો પોતાનોજ પરિભૂત આત્મા આમ મ્હારામાં વ્યકતરૂપે વિહરે છે.

તું-રચિત આ સૃષ્ટિરૂપી જવનિકાપર રાત્રી ને દિવસરૂપી લેખિનીવડે નિરવધિ ચિત્ર ચિત્રાયાં છે. ને તેની પાછળ વન્ધ્ય સીધીરેખાવિહોણું, અનેક વક્ર-વિચિત્ર રહસ્યમય આશ્ચર્યોથી ગુંથેલ, તુજ સિંહાસન છે.

ત્હારો—મ્હારો મહાન આડંબર અખિલ આકાશ-માં વ્યાપી રહ્યા છે. ત્હારી—મ્હારી સૂરાવલિ સમસ્ત

વાતાવરણમાં આંદોલિત થઇ રહી છે, ને ત્હારા-મ્હારા આ વિર્ભાવતિરોભાવવડે યુગયુગ વ્યતીત થઇ રહ્યા છે.

## ૭૨ તેજ મ્હારો અન્તરાત્મા છે.

મુજ જીવાત્માને ગહન નિજ સંગુપ્ત સ્પર્શ વડે જાગ્રત કરતો તેજ મ્હારો અંતરાત્મા છે.

તેજ આ નયનોમાં મોહિની આંજે છે, ને મુજ હૃદયતંતુપર વિવિધ સૂરાવલિ સાનંદ છેડે છે.

તેજ આ માયાજાળને સોનારૂપા શા હરનીલ ક્ષણિક રંગોમાં ગુંથે છે, ને એના ગુંથણમાંથી નિજ ચરણોને બ્હાર નીકળવા દે છે, જેના સ્પર્શ માત્રથી હું સૌને પોતાને ભૂલી જાઉં છું.

દિનપર દિન વહે છે, ને યુગના યુગ વ્યતીત થાય છે. કિન્તુ તેજ મ્હારા હૃદયને નાનાવિધ નામરૂપ ને હર્ષશોકના ઉન્માદમાં ઘુમવે છે.

## ૭૩ બંધનમય મુક્તિ

ત્યાગદ્વારા મ્હારે માટ મુક્તિ નથી. આનંદના સહસ્ત્ર બંધનોમાં હું તો મુક્તિરસ અનુભવું છું.

વિવિધ રંગસૌરભની અમૃતવર્ષા મુજ માટ તું સદૈવ વર્ષાવે છે ને મ્હારા આ મૃત્તિકા-પાત્રને ભરછક ભરી દે છે.

મ્હારી સૃષ્ટિ અખંડ તુજ જ્યોતિવડે ભિન્ન

ભિન્ન નિજ શતાવધિ દીપમાળ પ્રકટાવશે, ને ત્હારા મન્દિરની વેદી સમ્મુખ તેમને સમર્પશે.

ના, ના, મ્હારાં ઈન્દ્રિયદ્વાર કદી ય હું બંધ નહિ કરૂં. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધનાં સુખ ત્હારા પરમાનંદને વહશે.

હા, ત્હારા આનંદદીપોત્સવમાં મ્હારા સકળે ભ્રમ ને સંશય ભસ્મસાત થશે, ને મ્હારી સર્વ વાસનાઓ પ્રેમપરિપાકમાં અન્તે પરિણત થઈ જશે.

## ૭૪ પ્રસ્થાન સમય.

દિવસ હવે અસ્ત થયો છે, પૃથ્વીપર અંધકારની છાયા પ્રસરી છે. જલ ભરવા નદી તીરે જવાનો સમય હવાં થયો છે.

જલના સોત્કંઠ સંગીતવડે સંધ્યાસમીર આકુલ છે. અંધારછાયામાં આવવા મને તે નિમંત્રે છે. પથિકહીન પથપર કોઈ પથિક નથી, વાયુ વિહરી રહ્યા છે, ને નદીમાં તરંગ ડોલહિંડોલ ડોલી રહ્યા છે.

પુનઃ હું ઘેર વળીશ કે કેમ તે મને નથી સમજાતું. કોને હું મળીશ તે ય મને નથી સમજાતું. ઘાટપર નાની શી નૌકામાં બેસી પેલો અપરિચિત પુરૂષ નિજ વીણા વાઇ રહ્યો છે.

## ૭૫ વિશ્વવ્યાપી પૂજા

હે પ્રભુ, અમ મર્ત્યોને દીધેલ ત્હારા ઉપહાર સર્વ અમારી ઊણપ પૂરી રહે છે, ને છતાં ય તે ત્હારા પ્રતિ વણખૂટયા પુનઃ પધારે છે.

સરિત્ નિજ નિત્યકાર્ય કરી રહી છે, ને ક્ષેત્ર તથા ગ્રામમાં તે સવેગ વહી રહી છેઃ છતાં ય તેની નિરંતર ધારા તો ત્હારા પદપ્રક્ષાલનને કાજ જ ધુમી રહી છે.

પુષ્પ નિજ સૌરભવડે વાયુને સુગંધિત કરે છે, તથાપિ તેની અન્તિમ સેવા તો ત્હારા ચરણ સમર્પણમાંજ વિરમે છે.

સંસાર તુજ આ પૂજનથી નિર્ધન નથી બનતો.

લોક નિજ ભિન્ન ભિન્ન રૂચિને અનુસરતા અર્થ કવિની વાણીમાંથી ઝીલી રહે છે. કિન્તુ તેમના અન્તિમ અર્થનું લક્ષ્ય તો તુંજ છે.

## ૭૬ સ્વામી સમ્મુખ રહેવાની ઇચ્છા.

ઓ મ્હારા જીવનસ્વામી! શું હું પ્રતિદિન ત્હારી સમ્મુખ ઉભી શકીશ? હે ભૂવનેશ્વર! શું હું કરદ્વય જોડી ત્હારી સમ્મુખ ઉભી શકીશ?

ત્હારા મહાન આકાશ નીચે નિર્જન નીરવ અવસ્થામાં નમ્ર હૃદયથી શું હું ત્હારી સમ્મુખ ઉભી શકીશ?

પરિશ્રમ ને સંગ્રામના કોલાહલથી વ્યાકુલ ત્હારા આ કર્મગ્રસ્ત સંસારમાં પ્રવૃત્તિમગ્ન લોકગણની વચમાં શું હું ત્હારી સમ્મુખ ઉભો શકીશ?

હે રાજરાજેન્દ્ર? જ્યારે આ સંસારમાં મ્હારૂં કાર્ય સમાપ્ત થાય ત્યારે શું હું ત્હારી સમ્મુખ એકાન્ત ને નીરવ ઉભો શકીશ?

## ૭૭ મ્હારી માન્યતા.

તને મ્હારો પ્રભુ માનું છું, ને તેથીજ ત્હારાથી દૂર ઉભું છું.—તને મ્હારાથી અભિન્ન લેખવાનું મને જ્ઞાન નથી, ને એથીજ હું તુજ નિકટતર આવું છું. તને પિતા લેખી તુજ ચરણે હું પ્રણમું છું. મિત્રભાવે હું ત્હારો કર નથી ગ્હાતો.

તું નીચે ઉતરી ત્હને મ્હારા અભિધાન વડે ઓળખાવે છે ત્યારે તને હઈયા સરસો ચાંપી મ્હારો સાથી ગણવા હું નથી થોભતો.

સર્વ મુજ બંધુઓમાં તું મુજ બંધુ છે, પરન્તુ તેમની હું ઉપેક્ષા કરૂં છું. મારૂં ઉપાર્જન તેમની સાથ હું સમ્મિલિત નથી કરતો, જેથી મુજ સર્વસ્વનો હું તુજ સહ ઉપભોગ આદરૂં.

સુખદુઃખમાં હું જનસાથ નથી આદરતો, જેથી સદાય હું ત્હારી સંગે નિવસું. જીવનાંતથી હું કમ્પું

શું, કે રખે અનંત ભવસાગરના મહાજળમાં જીવન-મૃત્યુની છોળે હું સ્હડું.

## ૭૮ અભંગ પરિપૂર્ણતા.

સૃષ્ટિ જ્યારે નવીન સ્રજાઇ, ને તારાગણુ તેમના આદ્ય ઔજ્જવલ્યમાં પ્રકાશી રહ્યા, ત્યારે આકાશમાં દેવસંમેલનમાં દેવોએ ગાયું: “ અહો ! કેવો વિશુદ્ધ આનંદ ! ” અહો ! કેવી મૂર્તિમતી પરિપૂર્ણતા ! ”

—પણુ સહસા કોક બોલી ઉઠયું, “ અરે, જ્યોતિમાળમાં એક સ્થાન શૂન્ય છે:—એક તારિકા સ્થાનભ્રષ્ટ થયેલ છે. ”

તેમની વીણાના સુવર્ણતાર તૂટી ગયા, તેમનું ગાન વિરમી ગયું, ને ભયભીત બની સહુ બોલી ઉઠયાં—“ હા, તે સ્થાનભ્રષ્ટ તારિકા સર્વશ્રેષ્ટ હતી, આકાશમંડલની તે (ઉત્કૃષ્ટ) શોભા હતી. ”

તે દિનથી એ તારિકાની અવિશ્રાન્ત શોધ ચાલી રહી છે, ને સર્વ કોઈ પરસ્પર કહી રહ્યું છે કે એના વિભ્રંશથી વિશ્વનો એક અમુલખ આનંદ નષ્ટ થયો છે!

રાત્રીની ગહનતમ શાન્તિમાં માત્ર તારાઓ સ્મિત સારી પરસ્પર કથે છે—“ આ શોધ વૃથા છે ! સર્વવ્યાપી પરિપૂર્ણતા અભંગ વિલસે છે. ”

## ૭૯ અભિલષિત વેદના.

યદિ આ જીવનમાં ત્હારૂં દર્શન મ્હારા ભાગ્યમાં ન હોય, તો ઓ મ્હારા પ્રભુ, હું સદા એજ અનુભવ કરતો રહું—એક ક્ષણ પણ ન વિસરૂં કે હું ત્હારા દર્શનવિહોણો છું. સ્વપ્નસ્થ વા જાગ્રત સદૈવ એજ શોકની વેદના હું સહી રહું.

જેમ જેમ આ સભર સંસારમાં મ્હારા દિન વ્યતીત થતા જાય, ને નિત્ય નિત્ય લાભો વડે મ્હારા હાથ ભરાતા થાય, તેમ તેમ સદા હું એજ અનુભવ કરતો રહું કે મને કાંઇ લાભ નથી થયો—એક ક્ષણ પણ ન વિસરૂં કે હું ત્હારા દર્શનવિહોણો છું. સ્વપ્નસ્થ વા જાગ્રત સદૈવ એજ શોકની વેદના હું સહી રહું.

શ્રમિત થઇ શ્વાસ ભર્યો હું માર્ગની બાજુમાં બેસું, ને ધુળપર મુજ બિછાનું બિછાવું, ત્યારે હું સદા એજ અનુભવ કરૂં કે દીર્ઘ યાત્રા મ્હારી સમક્ષ હજી બાકી છે. એક ક્ષણ પણ તે ન વિસરૂં. સ્વપ્નસ્થ વા જાગ્રત સદૈવ એજ શોકની વેદના હું સહી રહું.

મ્હારૂં ગૃહ જ્હારે વિવિધ અલંકારવડે વિભૂષિત થાય, વીણા ત્યાં વાઈ રહે ને હર્ષનાદ જામી રહે, ત્યારે હું એજ અનુભવ કરતો રહું કે તને મેં

મ્હારા ગૃહમાં નિમંત્રિત નથી કીધો, એક ક્ષણ પણ તે ન વિસરૂં. સ્વપ્નસ્થ વા જાગ્રત એ શોકની વેદના હું સદૈવ સહી રહું.

## ૮૦ તન્મય થવાની આકાંક્ષા.

ઓ નિત્ય ભર્ગવતા ભાસ્કર ! હું તો આકાશ-પાટે વ્યર્થ ભમતી શરદની શેષ વાદળી સમો છું, ત્હારા સ્પર્શે હજી મ્હારી બાષ્પ પીગાળી ત્હારા પ્રકાશ-પારાવાર સહ મને તન્મય નથી કીધો. ને આમ તુંથી વિખુટો પડેલ હું માસો ને વર્ષો ગણી રહ્યો છું.

યદિ આ જ ત્હારી ઇચ્છા હોય, યદિ આ જ ત્હારી લીલા હોય, તો તું મ્હારા આ તુચ્છ ક્ષણ-ભંગુર અસ્તિત્વને વિવિધ વર્ણો વડે રંગી દે, સુવર્ણથી તેને સુવર્ણમય કરી દે, ચંચળ વાયુ પર તેને તરાવી રહે, ને વિવિધ આશ્ચર્યોમાં તેને પ્રસરી રહે.

ને રજનીકાળે જ્યારે તું આ લીલા સમાપ્ત કરવા ઇચ્છશે, ત્યારે અંધકારમાં વા શુભ્ર પ્રભાતના સ્મિત-માં, નિર્મળ પવિત્રતાની શીતલતામાં પરિણત બની હું વિલીન થઇ જઇશ.

## ૮૧ સમયનું વૈચિત્ર્ય.

નર્થક નષ્ટ કરેલ કાળપર મેં ઘણીવાર શોક કર્યો છે. કિન્તુ ઓ મ્હારા પ્રભુ, સમય કદી વ્યર્થ